

યશવંત સવાઇલાલ પંડ્યા

ગુજરાત સાહિત્ય મન્દિર અમદાવાદ

મારાં,

પત્રોના પણ પ્રકાર હોય છે. આપણા પત્રાલાપમાં એવા અનેક પત્રો આવ્યા-ગયા છે કે જેના રસાસ્વાદનનો હક્ક ત્રીજા કોઇને નથી. અકસ્માતવશાત પણ એથી ઉલટું ન બને એ ખાતર તમે તો એના ચૂરેચૂરા ચીર્યા પછીય, બાળીને એને ભસ્મીભૂત કરવાનું નથી ભૂલતાં. એ ટેવ તમને મુબારક. હું સૌનું જીવથી જતન કરૂં છું: કારણ ઉરના એકાન્તમાં તમે જે જે લખ્યું હોય એનું એવું મોત મારૂં હૃદય સાંખી શકે એમ નથી.

એથી ઉતરતા પ્રકારમાં એવા અંગત પત્રોને સમાવી શકાય કે જે બેથી વધીને વધારે જણ વાંચવા પામે તો તેમને પણ કશુંક જાણવાજોગ જડી રહે. મારા-તમારા થોડા જરા ખાનગી કાગળોએ એમ ઘણાં જુવાન મિત્રોને આનંદ, આશ્ચર્ય, અદેખાઇ ને અચંબા કરાવ્યાં છે એ વિષે રૂબરૂ લાંબી વાત થઇ ગઇ છે.

અને એનાથીય અધમ પ્રકાર નથી એમ નથી. સાહિત્યમાં પત્રો પ્રગટ થવા લાગ્યા ત્યારથી પત્રલેખકોમાં કે લેખકપત્રોમાં એક જાતની ક્રૂર કૃત્રિમતા ઘર કરી બેઠી છે. અલ્પજીવી અમરતાના એવા અનેક શોખીનો જ્યારે પત્ર પાડવા બેઠક જમાવતા હશે ત્યારે એમને એક જ અનિવાર્ય ખ્યાલ આવતો હશે કે પોતાના મૃત્યુ પછી–એ અગાઉ પણ શું કામ નહિ?—એ કૃતિ અપ્રસિદ્ધ લેખે પ્રસિદ્ધ થવાની જ છે. વળી જાણે કદાચ કોઈ એવો જાગે કે જે આ સુભાષિતસંગ્રહને અસલ હસ્તાક્ષરમાં છાપવા માગે: એટલે અક્ષર ચોખ્ખા ચીતરવા અને કાગળની એક બાજુજ બગાડવી. જીવનનું મહત્વ સાહિત્યથી વિશેષ છે અને સાહિત્ય કરતાં પત્ર જીવનની તદ્દન સમીપ છે એટલું ન સમજનાર આમ પોતાના હૃદયરંગને અકારણ સૂકવી મારે છે: અને પરીણામે અદ્ભુત પત્ર નહિં પણ અક્ષમ્ય લેખ લખી જવાય છે!

છતાં અત્યારે જે લખું છું તે છેલ્લી ઢબમાં આવે એમ છે.

વારુ.

જીવન અનેરું છે. કોઈ નામનું બંધબેસતું વિશેષણ ન સુઝે એટલે એને અનેરું કહી પતાવવું એ ઉત્તમ ઉપાય છે. બાકી મને પોતાને જીવન શું ચીજ છે; એની કશી ગતાગમ નથી. જીવનની વ્યાખ્યાઓ ઢગલાબંધ વાંચી છે, ઘણીખરી મોંએ છે; કહો તો બે-ચાર તાજી ઘડી દઉં: પણ આખર એમાં શબ્દરમત સિવાય કશું નથી હોતું.

કેટલાક અકસ્માત આવકારદાયક હોય છે. મિત્રને મળવા નીકળ્યો હોઉં ત્યાં તમે માર્ગમાં અથડાઈ પડો એ મારે એકથી વધુ વાર બન્યું છે. એવા જ કોઈ હિસાબે જીવનનો અર્થ ઉકેલવાની મથામણ-

માંથી મને છેક નાનું એવું-તમ શેખાં વિદ્વાનને તો નકામું લાગે તેવું-સત્ય જડયું જણાય છે. આપણે જે જીવન જીવવું હોય છે અને જે જીવન જીવવું પડે છે તે બેઉ, એકએકથી જૂદી જ નહિં પણ વિરોધી તત્વોથી ખદબદતી, નિરનિરાળી સ્થિતિ છે. એ વચ્ચે અવિરામ ઘર્ષણ ચાલ્યા જ કરે છે અને પરીણામ તરિકે અકલ્પ્ય ભાસતી કેવળ કઢંગી જીંદગી અનુભવવા વારો આવે છે. પોતા સિવાય અન્ય કોઇને એની ખબર ન પડવા દેવા સૌ એટએટલી કાળજી રાખે છે કે કયારેક પોતે પોતાને છેતરવા લાગે છે એનું પણ એને ભાન નથી રહેતું. વલખાં મારીને ઝડપેલા એ છૂટકતૂટક પ્રસંગોમાં સળંગ સંબંધ જેવું બહુ ઓછું હોય છે. પાત્રોની વર્તણુકનો બધો આધાર સ્થળ ને સમય ઉપર અવલંબે છે. એક સ્થળે એક સમયે ઉચ્ચારાતી કે અનુભવાતી ભાવના એ જ સ્થળે અન્ય સમયે અથવા તો એ જ સમયે અન્ય સ્થળે એથી અવળી દશા પામે એ છેક બનવાજોગ છે! જે આ દરિદ્રાવસ્થા, તેને હું પડદા પાછળની ભવાઈ ગણું છું.

ટૂંકમાં રૂઢિના કેટલાંક જક્કી બંધનથી ધુંધવાતાં, જીવનના પવિત્ર પ્રકરણ જેવા લગ્નની ઉષ્માનો પારો નક્કી ૯૮·૬° છોડી ૧૦૦°ની સરહદ કયારનો વટાવી ગયો છે. હાલ ૧૦૧°થી ૧૦૩° વચ્ચે ચડઉતર ચાલતી હશે. હજુ આંખમીંચામણાં લંબાયે જશે તો, પરિસ્થિતિ ૧૦૫° પહોંચશે પછી નિરૂપાય ને પરવશ બની જોયા જ કરવાનું રહેશે: અને, આગાહી જેવું કંઇક કરવાની છૂટ આપો તો, આખર એવી અધોગતિ પણ આવે કે જ્યારે પારો આપોઆપ થર્મોમીટર તોડી નાંખે અને સાથોસાથ અનેક મંગલ ભાવનાઓનો ક્રૂર વિનાશ પણ થાય!—ન કરે નારાયણ.

તમારી એક ટીકા અત્યંત ઉપયોગી નીવડી છે. હા;

કેટલાંક મનુષ્યો આવેશમાં એમ માની પણ બેસે કે આ એમની જીવનકથા હશે. ખરી વાત છે. અસંતોષ આપણે ત્યાં એટલો સુલભ ને સર્વત્ર થઇ પડયો છે કે ગમે તે જણ પોતાને એકાદું પાત્ર ગણી લે તો એ સામે વાંધો ઉપાડવાનો તમને કે મને શો અધિકાર છે ? હું તો કહું છું કે એથી વિશેષ પંચાત પણ પડી શકે એમ છે. આપણામાનું જ કોઈ એવું માનવાની મૂર્ખાઇ કરી, અંગત માઠું લગાડવાનું ડહાપણ કરે તો શું કરવું ?—કાન આડી આંખનો અખતરો અજમાવવો. જગતમાં જે જોઇએ છીએ અને જાણીએ છીએ એથી ઓછું નહિ તો વધુ પડતું તો આમાં નથી જ એટલી ખાત્રિ તમારા તરફથી મને મળી છે એ મારે મન મોટી નિરાંતનો વિષય છે.

વ્હાલાં, સાહિત્ય સંબંધી મારા એક મુરબ્બીની વ્યાખ્યા કહીશ તો તમે આખાં ને આખાં હેબતાઈ જશો-જો કે અનેકનો એવો અભિપ્રાય છે. એમને મતે સાહિત્ય એવું સુ-શિષ્ટ હોવું ઘટે કે જે પિતાપુત્ર, માદીકરી, ભાઇબહેન ને બને તો સૌ સામટાં ખુલ્લા ચોકમાં બેસીને સાંભળી શકે. આનો ઉદ્ધત ઉત્તર એમ અપાય કે તો તો ગરૂડપુરાણ ને એકાદશમાહાત્મ્ય બસ છે. પણ એમ નહિં બોલી બગાડું. સાચું પૂછો તો મને તો આ પૃથ્વીવિશાળ દેખાતી ભાવના સ્વાર્થસંકુચિત લાગ્યા કરે છે. સંસ્કારીમાં સંસ્કારી માનવી સુદ્ધાં જ્યારે સઘળે શિષ્ટ નથી જ રહી શકતું ત્યારે એનું સઘળું સાહિત્ય પણ શિષ્ટ શું કામ રહે ?-કહેવાની મતલબ એ કે શિષ્ટ જીવન પણ ગુપ્ત અને અગુપ્ત એવા બે વિભાગમાં વહેંચાએલું છે. પરંપરાગત મનોદશાને લીધે ગુપ્ત વિભાગમાં ઘણા એવા વિષયો ઘુસી ગયા છે કે જે વસ્તુતઃ અગુપ્ત છે. આપણો વિષય એવો ગણાય. એ રજૂ થતાં

વેંત આઘાતકર લાગે તો ફિકર નહિં: કારણ કાલક્રમે એની જરૂરત સૌને સ્વીકારવી પડશે એ નિ:સંશય છે.-તમે શું માનો છો?

ઉપરાંત પિતાપુત્ર, માદીકરી, ભાઇબહેન જેવી વરવહુની જોડ-અને જન્મને પ્રભુની માયા તરિકે સ્વીકારીએ તો માનવસર્જિત તો ખરી આ જ એક જોડલી છે-દુનિયામાં હોઇ શકે છે એ ભૂલ્યા જેવું નથી. એ બે બેઠલાં બંધ બારણે, પરસ્પરનું સાનિધ્ય સાધતાં પચાવી શકે એવું સ-રસ સાહિત્ય પણ શું ઓછું આવશ્યક છે?

પણ એક નવો કિમિયો હાથ લાગ્યો છે. ગંભીરતા જાળવી, નફફટ થતાં તમને આવડતું હોય-અરે! એ દિશામાં તો તમે બહાં પક્કાં ને આબાદ પરંગત છો-તો સહાનુભૂતિ સાથ પૂછે તેને સંભળાવાય એમ છે કે બાપુ, આવું સાહિત્ય ભાઇબહેન મર્યાદાપૂર્વક અવશ્ય વાંચી લે એમ છે. સાંભળતાં વેંત તો એ સ્થિતિચુસ્ત મસ્તક ડગડગ થશે. પછી તમારે સીધો સવાલ કરવાનો કે ભાઇ કોઈ બાલીનો વર છે અને બહેન કોઈ બનેવીની વહુ છે એટલું સનાતન સત્ય તમે સ્વીકારી શકો એમ છો ને?

-આ આખું વલણ તમને ઉગ્ર અભિમાનથી ભરપૂર લાગશે. એકદા સ્તુતિના બહાના નીચે તમે મને શીખામણ જેવું કહ્યું હતું કે મારા પત્રો મેઘધનુષ સમા સપ્તરંગી હોય છે: એમાં ક્રોધનો રાતો, મીઠાશનો લીલો, ગરીબીનો કાળો-આંખ આગળ આવે એટલા રંગોનું સંમિશ્રણ હોય છે! ના નથી. અહંકારનો હું જેમાંથી જાય એને લોક મહાત્મા માને છે. આ અવતાર એવી સિદ્ધિ અર્થે સરજાયો નથી એ નમ્ર નિરાભિમાનથી ય આ મસ્તક મુક્ત નથી એટલું જાણતાં રહેજો.

હવે એક કથા માંડું. હરેક પુસ્તકના પ્રકાશન પાછળ કંઇનો કંઇ હેતુ લપાયો હોય છે. કોઇ અમરતા ચાહે છે, કોઇ સેવા કરી સંતોખાય છે; કોઇ સ્વાર્થનું કામ કાઢી લે છે. આ નાટક પોતાની શી લાલસા સાધે છે; એ એના નશીબની ચારી છે. હુંકારના ટકા બાદ કરીને મારે એટલી ફોડ પાડવાની કે એ લખાયું ત્યારે મને ગમ્યું છે–પોતાને ન ગમતું લખનાર આત્માઓનું રહેઠાણ તો આસ્માનની પેલે પાર હોય છે–ને વંચાયું ત્યારે તમને ગમ્યું છે એ જ એનું પરપરમ સાર્થક છે.

આ હું તમને અર્પણ ન કરત. પ્રચલિત રિવાજ મુજબ જોગુ મારા માથે સૌથી વજનદાર ઉપકારના ઢગ ચડાવ્યા હોય એને ચરણે અલ્પ નૈવેદ્ય તરિકે મારે એ ધરવું જોઇએ. એવી પ્રેમલક્ષણા ને ભક્તિભીની એક મૂર્તિ હતી ને એક છે. હતી એની સ્મૃતિ, સદા આંસુ ઉભરાવે છે: છે એનું દર્શન, નિરંતર નયન નમાવે છે,

પછી એક પ્રશ્ન પૂછવા દો. ગમે તે, ગમે તેને, ગમે તેવું પુસ્તક અર્પી નાંખે એ જુલ્મ નથી? મુંબાઇગરો ભેળ મને માંદો પાડે ત્યાં સુધીનો ભાવે છે; સૂરતી ભૂસું તમે મરતાં પણ માગો એવાં છો: પણ એનો ઉપયોગ એથી વિશેષ નથી. પ્રભુના પ્રસાદમાં એ કેમ પીરસાય? એ રીતે હું તો માનવા માંડ્યો છું કે સાધારણ રીતે સહેજે મગજમારી ન કરવા જેવી લેખાતી, અર્પણની બાબત જેવી જોખમભરી સમસ્ત પુસ્તકમાં અન્ય એકે નથી. એક કોઇ પ્રતિભાવંત નામ સાથે આપણા પામર પદાર્થને જોડવાની ઉછૃંખલતા વાપરતાં આપણે એને આહ્લાદને બહાને કેટલો અન્યાય આપીએ છીએ; એ અગાઉથી વિચારીએ તો પાછળથી એમ કરીએ જ નહિં.

૧૩૫૯૪

ને એટલે પેલાં પવિત્ર નામોને આ વિચિત્ર વસ્તુ સાથે મેં સંડોવ્યાં નથી.

પ્યારાં ! રૂડાં અજવાળિયાં ચાલે છે, રળિયાળી પૂનમ ખીલી છે, રૂપેરી ચાંદલો આભે ચડયો છે. આછી વાદળી આડી આવી છે. આવે ધન્ય ટાણે કલ્પનાની કો કાવ્યમૂર્તિ સમાં તમને તેમાં તરવરતાં ભાળું છું ત્યારે ભારે હૈયે બધું સાંભરે છે: આ નાટકને તમારી જેટલું કોણ ઓળખે એમ છે ?-તમે ન હોત તો એ હોત કયાંથી ? -તમારૂં કર્યુંકારવ્યું કોનાથી થશે ? ...

આવાં અણગણ્યાં કારણોને લઇને સ્નેહ, માન, શ્રદ્ધા, સ્મૃતિ, પ્રેમ, ભક્તિ, દર્દ, આંસુ ને સુશ્રૂષા સહિત આખર એમાં હોંશભર્યા હાથે આપ સરકારના નામાક્ષર નાંખ્યા છે તો કૃતાર્થ સેવકને માફ કરશો ને ?

ચાલો; મડમજી.

તમારો

અંક ૧ ચિત્ર ૧

સ્થળ: શયનખંડ

સમય: રાત, ફેબ્રુઆરી ૮, ૧૯૨૯

[ હંસલ પલંગમાં પડ્યો પડ્યો કોઇ મોટું થોથું ઉથલાવી રહ્યો છે. પાસે નાના ટેબલપર ગુલાબ ને મોગરો વેરાયલાં છે. ઉપર ઉઠતી ધૂપસળીની આછી-ઘેરી લહરીઓથી આખું વાતાવરણ પવિત્ર પવિત્ર લાગે છે. ]

હંસ (ઉભાં થઇ, થોથું પછાડી) શું થવા બેઠું છે? (વીંટી પર નજર ઠારી) આનું નામ લગ્ન? બે બપોર અગ્નિ સમક્ષ સાથે તપ્યાં, ચાર ચકરડાં સાથે ઘૂમ્યાં, ગીતોમાં નામ સાથે ગવાયાં, શ્લોકોમાં આશીર્વાદ સાથે પામ્યાં: ને અમે વરવહુ બની ગયાં! બસ; પછી ક્યાં કશું બાકી રહ્યું?

[ હાથમાં પાણીના લોટા સહિત શરમાતે પગલે જયલક્ષ્મી પ્રવેશે છે. ]

હં (હોઠ કચરી, મનમાં) વાહ; બધું બાપ્યું છે.

[ થોથું ઉપાડી એક ખુરસીમાં ઢળે છે. ટેબલપર લોટો ગોઠવી, જયલક્ષ્મી હળવેકથી બારણું વાસે છે. ને પછી હંસલની સામે આવી, નમેલી નજરે ઉભી રહે છે. ]

હં (આખર) લક્ષ્મી, કહે જોઉં: શું છે?

જ (ગરીબ સ્વરે) કશું નથી.

હં કશું નથી તો અહિં આવી કેમ?

જ બધાંએ મૂકેલી એટલે હું તો આવી.

[ હંસલ વિચારનો એક ઘૂંટડો ઉતારે છે. ]

હં હં. તો–તો ઠીક જ કર્યું. આવ. બેસ. આમ ઉભા રહીશ તો તારો પાર ક્યાં આવશે? પણ લક્ષ્મી....

જ (પાસેની ખુરસી ખેંચતી) પણ તમે સાચા નામે તે શું બોલાવતા હશો?

હં તે શું સાચું બોલવું એ પાપ હશે? (જરા વાર રહી) હું તને તારે નામે ન બોલાવી શકું ને તું મને ન બોલાવી શકે તો તો આપણને જેણે પરણાવ્યાં એમણે દુભાષિયા જેવું કંઈક પૂરું પાડવું જોઈતું હતું. વેદના વખતમાં જેમ રાજા કે રાણીને કંચુકી તો પોતાનું સંસારી સ્વજન જેવું લાગતું તેમ અત્યારનાં વર ને વહુ માટે એવું નિર્ભય પ્રાણી મળી શકે તો એમના સંસારનું

ગાડું, જે પોતાની બેની મહેનતથી માંડ ખસતું હોય તે પાછળથી ત્રીજાની પારકી મદદનો ધક્કો મળતાં, ખાસ્સી રીતે જોસભેર ગડગડવા માંડે !

જ આટલું બધું મારા મનમાં નહોતું. મેં તો સાંભળ્યું હતું કે જો વર પોતાની વહુનું નામ લે...

હું તો ?

જ અને જો વહુ પોતાના વરનું નામ લે તો સામસામી આવરદા ઘટે.

હું (તુચ્છકારથી હસી) ત્યારે તો મનમાં નામ લેવાની પણ બંધી કરવી જોઇએ! આપણા બાપદાદાને જે સો-સો દિવાળી ખેંચી કાઢવામાં વાંધો નહોતો આવતો ને અત્યારે જે આપણા પોતાના આયુષ્યની દોરડી ઘસાઇ ઘસાઇને ટૂંકી થઈ છે તેનું ખરૂં કારણ કાં તો તેં કહ્યું એ હશે– કે હાલનાં જુવાનિયાં નફ્ફટ થઇને વરવહુનાં નામ લીધા કરે છે ને અસલનાં ઘરડેરાં તો સ્વપ્નામાં પણ એવા અપરાધથી આઘાં નાસતાં.

જ એમ પણ હું કહેતી નથી.

હું ત્યારે ?

જ ખાલી એમ કે એવું જો સગાં સાંભળશે તો નાત આખીમાં વગોવણી કરશે.

હું બસ; એટલું જ ?

જ એ ઓછું છે ?

હું નહિંતર વળી ?

[ જયલક્ષ્મી મનથી મુંઝાય છે. ]

હું ( બારણા તરફ આંગળી ચીંધી ) એમને તેં ઓળખ્યાં નથી. મારા માટે મરી ફીટતાં હોય એવો એમનો દમામ છેઃ પણ પાછળ તો સ્વાર્થની શેતરંજના હાથીઘોડા ખેલાય છે !

જ એવું તે હતું હશે ? હવે તો તમારે જે કહો એ...

હું હા; મારી મા ને મારા બાપુ–એ બન્નેની ગેરહાજરીમાં મારા શિરછત્ર બની જવાનો હક્ક એમને પ્રાપ્ત થયો છે. એથી તો આપણા હસ્તમેળાપની પળે એ બેઉને સંભારીને, એમણે વ્યવહારનાં અઢી આંસુ સાર્યાં હતાં. બિચારા શુક્લજીને પણ ગળગળા થઈ જવું પડયું હતું ! એ દંભના દાવ હતા. ને–અને દુનિયાનું દંભ જેટલું નખ્ખોદ કોણે વાળ્યું છે ?

[ જયલક્ષ્મીને અનુત્તર રહેવું પડે છે. ]

હું ( સશ્રદ્ધા ) દુનિયામાં સામાન્ય બહુ થોડું રહ્યું છેઃ કારણ વિચિત્રતા વધી પડી છે. દરેક વસ્તુને દેખાય એવી માનવી એ જબરૂં જોખમ છે–ક્યારેક એમાં જીવનું જોખમ છે. માણસ એવાં થવાં લાગ્યાં છે કે જે હસતા હોઠ પાછળ ઝેરી કડવાશ છૂપાવી શકે છે, જેણે ઉન્હાં આંસુ પાછળ શરબતી ઠંડક જમાવી હોય છે.

[ પળભર ગમગીન મૌન પથરાય છે. ]

હું હવે કરૂણ રહી બાકીનું સાંભળી લે. મારે પરણવું નહોતું.

જ (કપચીપરથી ઉંચું જોઈ) અમે પણ એવું સાંભળ્યું હતું.

હું ને એ તદ્દન સાચું હતું. પછી એક કાવતરૂં રચાયું. મને કહેવામાં આવ્યું કે (એક એક હપતે વિરામ લઈ) આપણો સંબંધ તો મારા પિતાના વખતમાં ખાનગીમાં થયેલો પણ ખરો, પછી એ અધાર્યા ચાલ્યા ગયા એટલે સૌના મનની મનમાં રહી; હવે મારે તો એ પસંદગીને સપ્રણામ સ્વીકારવી એજ ઉત્તમ માર્ગ: નહિતર સદ્ગતની આંતરડી દુભાય–ઉપદેશનાં આવાં અમૃત એમણે મારા કાજે સોંઘાં કરી નાંખ્યાં હતાં! સવાર ને સાંજ, દિવસ ને રાત એમણે મને ગુંગળાવ્યો. ને મોંમાં આંગળાં નાંખી આખર જીભ પાસેથી હા કઢાવી ત્યારે હેઠા બેઠા!

[હંસલ એક નજરે જયલક્ષ્મીને જૂએ છે. જયલક્ષ્મી પાલવને છેડે પાંપણ લુછતી હોય છે.]

હું વળી તે પણ કઇ રીતે? તારો વેપાર કરીને!

[જયલક્ષ્મીના અંગે સહજ ધ્રુજ આવી જાય છે.]

હું ભડકીશ નહિ. કડવાં સત્યો મીઠાં મોંએ ગળી જવાં એ આ જીંદગીની આવશ્યક કલા છે. તારે તો એ ટેવ કેળવ્યા વિના આરો નથી.

જ (થથરતી જીભે) વા...રૂ.

હું આગળ સાંભળ. કંઈક ઉથલપાથલનો એ વેપાર છે. એથી તો આજકાલનાં કેટલાંક ભિખારીઓ ગર્ભશ્રીમંતાઇના વાઘા સજી ઘૂમવા લાગ્યાં છે. એ એકેએક વાત્ર જેટલાં

હિંસક ને વરૂ જેટલાં હલકટ પશુ છે. લક્ષ્મી, આમાં તું કંઇયે સમજી ખરી ?

જ (ડરતી આંખે) મને ઝાઝી ખબર ન પડી.

હું (નિભાવી લઈ) ફિકર નહિં. (સંભારવાની મહેનત કરી) લગ્નની અધરાતે હું જાગતો સૂતો હતો.

[ જયલક્ષ્મીને આછું હસવું આવે છે. ]

હું (ડોકું હલાવી, રંગમાં આવી) હું જાગતો જ સૂતો હતો. પખવાડિયા પછી આપણી આવી રાત હોય ત્યારે આગલી એટલી રાતો તો એની કલ્પનાના ચણતરમાં જ વીતે ને? ઉંઘ જેવી માગો ત્યારે મળે એવી ચીજ પણ આમ ક્યારેક ફૂરસદ વિનાની થઇ જાય છે એટલું હું ત્યારે ભણ્યો.

[ જયલક્ષ્મી આનંદભેર સાંભળ્યે જાય છે. ]

હું (શાન્ત ગંભીરાઇથી)—જાગતો સૂતો હતો. ત્યાં તારા પિતા ને મારા મુરબ્બી મનાવીને મહાલતા કાકાશ્રી આવ્યા. કંઇક દૂર પાટલા નાંખીને વાતોએ ચડયા—મનમાં મલકાઇને કે એમની સિવાયનું જગત પ્રભુને ખોળે પોઢયું છે ! હજ્જાર—એક, બે, પાંચ—જીભે આવે એટલી રકમના આંકડા પવનલહરીની સુસવાટી મારફત, કાન પાસેથી સરી જતા હતા. પળભર ચકમક પણ ખરેલી. વાતનો સાર એટલો કે મારા બાપુએ ધારેલી રકમમાંથી જો તારા પિતા માંડ અર્ધા પણ મારા મુરબ્બીના ગળામાં રેડે તો આખા પર ચોકડી ચીતરવાની એમની અગાઉની કબુલાત હતી.

જ એ કેમ બને ?

હું (હાથની નાની રમત કરી) તને વેચીને. એ નાણાં તારા પિતાને ઉછીનાં નહિ પણ તારા બદલામાં અપાયાં હતાં એવા સમાચાર એ મુરબ્બીએ, એક આખલાની ગંભીરાઈથી, મને આખર આજની સવારે, તારી લાલચની લાંચ આપીને, સંભળાવી દીધા !

જ તમે નામકર જાઓ તો ?

હું મારા વાલી મૂવા છે ને ? (છાતીપર નિરાંતે હાથ ફેરવી) પણ એ હોદ્દો તો મહિનાદિનું ઘરાક છે.

[ જયલક્ષ્મી ચૂપ રહે છે ]

હું એ તો નજીવી વાત. વળી ત્યારે તો હું તને પાળવાના ફરમાનથી બંધાઇ ચૂક્યો હતો. (સહેજ ખુંખારી )ને એમાંથી છટકવાની મારી દાનત હતી નહિ–છે નહિ: કારણ–માત્ર એ કારણ કે કંઈ નહિ તો તને જીવનભર પાળવામાં તો મને વાંધો આવે એમ નથી.

[ કંઇક સાંભળવાની આશાએ હંસલ જયલક્ષ્મી સામું જુએ છે. જયલક્ષ્મી, કપાળપરથી પરસેવો લૂછી, જડ જેમ તાકી રહે છે. ]

હું તારૂં પોષણ તો કરીશ જ. પ...ણ...

જ (તુરત) પણ ?

હું (વિચારી) ખાસ કશું નહિં. તોય આ પુસ્તક ને આ પલંગ જેમ તું પણ મારી ખરીદેલી ઢીંગલી છું એટલું

માત્ર તારે સંભારી રાખવું: કારણ મારાથી એ ભૂલ્યું ભૂલાય એમ નથી!

[જયલક્ષ્મીને આંસુની ધાર ચાલે છે. ખભે હેતાળ હાથ મૂકી, હંસલ મૌન આશ્વાસન આપવા મથે છે. આથી તો વાત વધીને ડુસ્કાં લગી પહોંચે છે]

હં (છેડાઇ) આ તે શું કહેવાય? તમે બૈરાંલોક વાતવાતમાં આંસુનો આશરો શું લ્યો છો? રડીને જીતવું એ તો બચ્ચાંના ઢોંગ છે–સ્ત્રીને એ નથી શોભતા.

જ બીજું કશું...

હં તમારે જીભ જેવી જીભ છે. તારે જે કહેવાનું હોય તે તું મને ખુશાથી કહી શકે છે. એમાં આંસુની વાત ક્યાં આવી?

[જયલક્ષ્મી વિચારમૂઢ બને છે. ચુંદડીની ભાત તપાસે છે. વળી હંસલને નીરખે છે. આખર જરા હોઠ ફરકે છે–જાણે હમણાં બોલશે–પણ શબ્દ સરખો નથી નીકળતો.]

હં કહે; કહી નાંખ.

જ (તૂટતા અવાજે) સાંભળવું ગમશે ખરૂં? (શ્વાસ ખેંચી) તમે કહ્યું એ બધું સાચું. પણ થયું એ ન થયું કેમ થશે? વળી એમાં મારો કેટલો વાંક?

હં જરાકે નહિં.

જ તો પછી...

હં (અટકાવી) એટલે તો તને નિભાવવાનું...

જ તમે જે આમ ગોળગોળ બોલો છો એ તો મારાથી સમજાતું જ નથી. ગમ જ નથી પડતી.

હં (હસવું લાવી) એટલું મને બોલતાં નથી આવડતું એમ માની લે.

જ (હસવું ખાળી) તમે મને તદ્દન ભાન વગરની સમજો છો? હું જાણું છું કે તમે લેખક છો. લેખો લખો છો ને કવિતા પણ કરો છો!

હં (અજ્ઞાન ભજવી) કોણે કહ્યું?

જ (સગૌરવ) બીજું તે કોઇ શું કહેતું હતું? ફૂઇબાની આશાબહેને વાત કરી હતી.

હં (ખડખડ હસી) મારી બહેન ખરી ને? કઇ બહેને ભાઇના ભાવ વધારવામાં પાછી જીભ રોકી હશે?–ને તે પણ ભાભી પાસે? લક્ષ્મી, આશાએ કહ્યું ને તે માન્યું?

જ શું કામ ન માનું? એમણે તો એક કવિતા વંચાવી પણ હતી. નીચે તમારૂં નામ હતું.

[ હંસલ હથેલીમાં મુઠ્ઠી પછાડી, નાની લહાર મારે છે. ]

જ મને એ પુષ્કળ ગમી હતી. એવી કે મેં એને હૈયે કરી લીધી છે. કહો તો અબઘડી....

હં બસ; બહુ થયું. જા; તું જીતી. પછી?

જ તો પછી છે. આશા જેવાં ભલાં બહેન મેં દીઠાં નથી. આજ માટે એમણે મને એટલું બધું શીખવ્યું હતું કે–

જો કે હું એમાંથી ઘણું બધું ભૂલી હઈશ તોય–હજુ કેટલુંય યાદ છે.

હું (મનમાં) ઠીક વિચિત્ર વાતો માંડી છે! (પ્રકાશ) વારૂ; પછી?

જ પણ એમનું એ શીખવ્યું ને મારૂં એ ભણ્યું ધૂળ લાગે છે.

હું એમ કેમ?

જ ક્યાં તો એ ધરતી અદ્ધરનું પીંજણ હશે.

હું એટલે? હું લેખક, તો તું ફિલસુફ લાગે છે!

[જયલક્ષ્મી આમતેમ નજર નાંખે છે. પલંગપર આંખો વળતાં લગીર કમકમાં અનુભવે છે. હંસલ એ જોઇ જાય છે.]

હું (લાડ કરી) કહે જોઉં; આશાએ તને શું શું શીખવ્યું હતું?

જ (હિંમત કરી) શુંનું શુંયે કહ્યું હતું!

હું એનાં કંઈ નામનિશાન હોતાં હશે કે નહિ?

જ હા; છે. એક ચરણામૃત. એમ કે જે સ્ત્રી પોતાના પુરૂષના પગ ધોઇ પીએ એને મહા પુણ્ય મળે છે. હું આવી ત્યારની એને માટે ઝંખું છું.

[જયલક્ષ્મી હંસલના પગપર નજર નાંખે છે. હંસલ ત્રાસ પામે છે. જયલક્ષ્મી, લોટો લઇ આવવા, ઉભી થાય છે ત્યાં—]

હું પણ હું એને માટે ઝંખતો નથી. આ કાંઇ મન્દિર નથી, હું એનો દેવ નથી; તું મારી પૂજારણ નથી.

જ (ખુરસીમાં પાછી પડી) આવી બધી વાતોને હું આથી જ ધરતી અદ્ધરની ગણાવતી હતી.

હં હા; (કડક થઇ) આવાં ધતીંગ તો જેટલાં ધરતીથી અદ્ધર વસશે એટલો ઓછો જુલ્મ વરસશે.

જ (કરગરી જતાં) તમે તપી ન જાઓ. મારે તો તમે રાજી રહો એવું કરવું છે.

[હંસલ આશ્ચર્યની આંખ ઠારે છે.]

જ એ સાચું હશે ?–કે આજની રાતનો રસ સ્વર્ગીય હોય છે ! આશાબ્હેને કાનમાં કહ્યું હતું કે કદિ ફરી ન આવે એવી, જીવનના અંત લગી સુખે સંભાર્યા કરીએ એવી તો એક ને એક જ આજની રાત છે !

હં ખરૂં. લોકો એને હનીમૂનના મોટા નામથી ઓળખે છે.

જ એમાં હું શું સમજું ? તમારૂં અંગ્રેજી...

હં (નવાઇની નજરે) તે તું ક્યાં અજાણી છું ? કાકા ગણાવતા હતા કે તું રૂડુંરૂપાળું અંગ્રેજી પણ ભણીગણી છું.

જ સાચું; એ તદ્દન ગપ્પું નથી. એમ તો એબીસીડીના છવ્વીસે અક્ષર મેં ઘુંટયા છે. પણ એ હનીમૂન કોને કહેવાય; એ તો તમે સમજાવો ત્યારે...

[હંસલ હાથથી બંધ થવા વિનતિ કરે છે.]

જ એમાં તમે અકળાઇ શું ગયા ? એને આપણી ગુજરાતીમાં કેમ બોલાવાય છે ?

[થાકી જવા જેવું થતાં હંસલથી હસી પડાય છે.]

હું જેના જેવા અનુભવ એવાં એમનાં ગાન. સંયોગનાં ભૂખ્યાં એને વસ્લની રાત કહે: સૌન્દર્યનાં તરસ્યાં એને રૂપાળી રાત ગણે.

જ (વિચાર કરતી) તો તો બ્હેનની ફૂંક સાચી હશે.

હું (બેધડક) નથી. (આંખો મીંચી) જવલ્લે હોય છે. આપણા લગ્નનો અર્થ તેં ઉકેલ્યો છે?

જ (ડર ખાતી) ના. (ધીરેક રહી) તમે ન સમજાવો?

હું આપણને એથી એક અજબ પરવાનો મળ્યો છે–વ્યભિચારનો. આશાએ જે કંઈ કહ્યું હોય તેનો કુલ સરવાળો આટલો. એકમેકને જોયાં ન હોય, ઓળખાણ તો કાઢવી ક્યાંથી; સ્નેહ શું એની સુઝ પણ ન હોય: તોય વરવહુની છાપ મળી એટલે મોટેરાં એમને અલગ ઓરડામાં પૂરી શકે! એ આખા ઓરડામાં બધી મળીને એક પથારી! પછી એમની વાસનાઓ જાગે, જાગે કે એના એ ગુલામ બને, ગુલામ બને કે બસ થઈ રહ્યું! આને લગ્ન કહેશો કે વ્યભિચાર?–લગ્ન કોણ કહેશે?–ને વ્યભિચારને વળી વિવિધ વિધિની ખટપટ શી?

જ (બીતી, અચકાતી) જરાક બોલું? એમ ન બને કે પહેલાં વર ને વહુ બન્ને પરણે–જેમ આપણે પરણ્યાં. પછી સામસામાં જૂએ ને ઓળખે–જેમ આપણે જોયાં ને ઓળખ્યાં. પછી ઓળખાણ બંધાય એટલે સ્નેહ તો જરૂર જામવાનો–જેમ આપણી વચ્ચે જામશે.

હં એ રસ્તો અવળો છે. પતંગ ને દોરઃ આમાં મરજી માગે તેને ચગાવી શકાય ?

[જયલક્ષ્મી ઝંખવાય છે. એટલી જીતથી હંસલ આનંદમાં આવે છે.]

હં ને સ્નેહ કંઇ ઓળખાણના પૂંછડે બાંધેલો નથી હોતો. બે વચ્ચે વર્ષોની પિછાન હોય પણ સ્નેહ ન હોય. આજકાલ કરતાં ગોપાલને આ ઘરમાં પચ્ચીશી પૂરી થઇ. તોય અમારે સ્નેહ જેવું કશું નથી.

જ તે ગોપાલ ને હું...(જરા થંભી) શું એક હારનાં...?

હં ના રે ના. ગોપાલ તો મારો ચાકર કહેવાયઃ તું તો બંદીજન જેમ મને સુપ્રત થઇ છું. ગોપાલનું દિલ ચાહે તો આજે અહિંથી ચાલ્યો જાયઃ તારે માટે એ અતિશય અઘરૂં છે.

જ (ખોખરા સાદે) છો રહ્યું. (ગળે ડૂમો ભરાઇ આવતાં, માંડ માંડ) પ્રભુ પાસે હું એટલું જ માગું છું. (હંસલના પગ પર પાલવ ઢાળી) તમે મને કહેશો તોય...

[જયલક્ષ્મી આંસુ ખાળતી, અટકી પડે છે. હંસલ પૂરો મુંઝાય છે.]

હં (મનમાં) જીંદગીમાં ફરી ન આવે એવી આજની રાત નીકળી ખરી! (શાન્ત ચિત્તથી) પ...ણ, પણ આ ગરીબ ગાયનો શું ગુન્હો? એનું લોહી પીધે, મારૂં પીવાએલું લોહી કાંઇ ઓછું પાછું આવશે? (નિશ્ચય જેમ)

કંઈ નહિં; આજ તો એના ઉલ્લાસને ફટકો ન વાગે એમ વર્તીશ. ( પ્રકાશ ) મારી લક્ષ્મી,...

જ ( બેબાકળી ) હુંઅ......

હું તું આમ પળપળમાં આંસુ ઢોળે એ મને ન ગમે. (ટેબલપરથી એક ગુલાબ લઇ, પાંદડીઓ ગણતો ) જો; જીવન આવું ગુલાબી છે. ( કાંટા બતલાવી ) તોય ક્યારેક ડંખ પણ વાગે. હોય. જેને એની કોમળતા પામવી હોય એને એ ચટકા મંજુર હોવા જોઇએ. (પૂર્ણ નરમાશથી) એમ હારી ગયે કંઇ પરવડે ?

[ જયલક્ષ્મી બધાં આંસુ લૂછી નાંખે છે. એના મોં પરની શોકછાયા ઘટતી જાય છે. ]

હું ( જયલક્ષ્મીના ખભે હાથ મૂકી ) જો; આજની રાત તો આપણી એવી જશે કે જેની જગતમાં જોડી નહિં જડે. એ ખાતર તો એક ખૂણે અત્તર ઢોળી, મેં ખંડને મઘમઘાવી મૂક્યો છે !

[ જયલક્ષ્મીના હોઠ મલકે છે. ]

હું હં; બરાબર. તું આમ હસ્યા કરે તો મને કેવી મજા આવે ?–ને પછી હું હસ્યા કરૂં એટલે તારા આનંદને અવધ ન રહે.–ને પછી તો બેઉ હસ્યાં જ કરીએ !

[ હંસલ જયલક્ષ્મીનો ચહેરો થાબડે છે. સંકોચાતી જયલક્ષ્મીની આંખમાં અમૃત ઉભરાય છે. ]

હં (થોથામાંથી એક કાગળિયું કાઢી) તારી વાત સાવ સાચી હતી. કવિતા કરવાનો રોગ મને વળગ્યો છે ખરો. એનું આ પરીણામ છે.

[ હંસલ કાગળિયું જયલક્ષ્મીને સોંપે છે. ]

હં લક્ષ્મી, તારા પર તો એ રચાઇ છે! એ જે નવવધૂ તે તું જ–મારી જયલક્ષ્મી.

[ જયલક્ષ્મી અંતરને ઉમળકે સાંભળે છે ને મનમાં વાંચવા લાગે છે. ]

હં (કાગળિયા પર હાથ ઢાંકી, કંટાળા જેવું દેખાડી) સ્ત્રીઓ કવિતા વાંચે એ ન પાલવે એવો હિસાબ છે.

જ ત્યારે ?

હં (સરલતાથી) ગાય.

જ ગાતાં આવડે એ ગાય ને ?

હં સ્ત્રીને ગાતાં ન આવડે ? સંગીત તો સુન્દરીનું શસ્ત્ર છે. એ નહિં હોય તો પુરૂષ પરવશ શે થશે ?

[ હંસલ ઝીણી આંખે જોઇ રહે છે. ]

જ પણ કયા ઢાળમાં આ લેવાનું હશે...

હં જીભ ઉપાડ એટલે તુરત મેળ મળી રહેશે. ને ભૂલ થશે તો પણ મારી પાસે ને ?

જ પણ પડખેવાળાં જાગી જશે તો...

હં એ તો નિરાંતિયા જીવ છે. બ્રહ્માએ જેટલી નવરાશથી એમને ઘડયા હશે એટલી નવરાશથી આ બ્રહ્મમાં એઓ

જીવ્યે જાય છે. તારા ગીતના ભાર નથી કે એમની ઘોર નિદ્રાને અધવચથી જગાડે !

જ પણ...

હું (જરા તપી) પણ તોય જાગી જાય તો પછી ભલે જહન્નમમાં જાય.

[ બેઉ સામસામુ જોયાં કરે છે. ]

હું હવે કશું પણબણ બાકી નથી રહ્યું ને?

જ (તીરછી આંખે) ના.

હું તો કહ્યું કરો. પતિનું પત્નીએ કહ્યું કરવું ઘટે એ શાસ્ત્રીય સૂત્ર આશાએ આપને સંભળાવ્યું હતું કે કેમ ?

[ જયલક્ષ્મી ઠીકઠાક થાય છે. કાગળિયાને ધારી ધારીને જૂએ છે. ને છેવટ ગાય છે. ]

જ માતાપિતાની છાંય મૂકી, પિયરને ભૂલીઃ સાહેલડી !
આંસુડાં ઉરનાં લ્હોતી, સાસરપંથ ચાલીઃ સાહેલડી !

હું (તાળી પાડી) બસ, એજ ઢાળ. મેં તને ગાંવાનું કહ્યું ને તેં કાલાં કાઢવા માંડયાં ત્યારની મને ખાત્રિ હતી કે તને ગાતાં આવડે છે. આ ટેવ સર્વસામાન્ય છે. (અવાજ ધીરો પાડી) હું એને કુટેવ કહું છું. (અસલ અવાજે) તું અટકી કાં ગઇ? કવિતા બે લીંટીથી તો લાંબી છે.

[ જયલક્ષ્મી સાંભળી, સમજી મનમાં સમાવે છે. ને ગીત લંબાવે છે. ]

જ હૈયાનું નાવ જાય ચાલ્યું, રહે નવ ઝાલ્યું: સાહેલડી !
એવું વિધિનું શુંધાર્યું કે દુ:ખ આ આવ્યું? સાહેલડી !

હું મશ્કરીથી મુંઝાઇશ મા. (જયલક્ષ્મીનો હાથ પોતાના હાથમાં લઇ) કેમ; તને કંઇ આવું થયું હતું ખરૂં ?

જ ખરા...ખર આવું. એ તમે કેમ જાણ્યું ?

હું તારા અંતરમાં ઉતરીને. (જયલક્ષ્મીના ગાલે ધીમી લપડાક લગાવી) ગાંડી, એવું તો સૌને થાય. એ કયાંઇ જાણવા કે જોવા જવાનું ન હોય.

[ જયલક્ષ્મી, ગાલપર હાથ ફેરવી લઇ, ગાનું લંબાવે છે. ]

જ બ્હેનીની મીઠ્ઠી એ પ્રીતિ, સરિત સમ વ્હેતી: સાહેલડી !
માની દીધેલી મધૂરી: નણદી એ અધૂરી: સાહેલડી !
બોલે ફૂદે નિત ખોળે, આનંદરંગ ઢોળે: સાહેલડી !
નાનકડો વીર મારો સોહે, દિયરજી શું તોલે? સાહેલડી !
મારા સુખે છેક સુખી, દુ:ખે દુ:ખ રોતી: સાહેલડી !
માતાની માયા અનેરી, સાસુજી અજાણી: સાહેલડી !
સમી સાંજે પાડ લેતા, મીઠાં વેણ કહેતા: સાહેલડી !
બાપુના બોલ રઢિયાળા, સસરાજી ન એવા: સાહેલડી !
ઉરનાં ઉંડાણ ઉંડા ભેદી, વાતો કંઇક છૂરી: સાહેલડી !
એવી તું એક અલબેલી, પ્રીતમથીય પ્રેમી: સાહેલડી !

હું (જયલક્ષ્મીના ખભાપર સામેથી હાથ મૂકી) હંઅ.

પ્રીતમથી ય પ્રેમી એવી એકેય અલબેલી સાહેલડી તારે છે ખરી ?

જ (મોં બગાડી) કેવું પૂછો છો ? (ગંભીર થઈ) અને તમે બધું ખરૂં ક્યાં લખ્યું છે ? મારે બ્હેન હતી ક્યારે કે અત્યારે હોય ? મા હતી તે ક્યારની ચાલી ગઇ છે.

હું (જરા ગોટવાઇ) તું સમજી નહિ. આ કવિતા તારાપર રચાઇ નથીઃ તારા અંગે રચાઇ છે. તને એકને નહિ, પણ તારી જેવી બધીને થાય એવું લખ્યું હોય તો વધુ ઠીક નહિ ? (જયલક્ષ્મીના હાથને ચૂમી) આગળ ગા જોઉં.

જ આવા તરંગ જાય–આવે, ન કૈં સમજાયેઃ સાહેલડી !
એવે સાસરઘર સામે, ને મન મુંઝાયેઃ સાહેલડી !
જો જો દિયરજી નાચે, ઉલ્લાસે રાચેઃ સાહેલડી !
નણદી કળશ હો ઉતારે, હૈડે હરખાતેઃ સાહેલડી !
(કુતૂહલ અંગે આનંદ પામી) આવું મારે થયું હતું. આશાબ્હેને હરખાતે હૈડે કળશ ઉતાર્યો હતો. દસે દસ ટચાકા ફૂટયા પછી મને ઉંબરામાં પગ પેસારવા દીધો હતો.

હું (હસી પડી) વાહ્ રે વાહ્ ! એથી આબાદ બીજું શું ? જે સ્ત્રી અખંડ સૌભાગ્યવતી હોય એનાં એવાં ઉજળાં નશીબ હોય, ખરૂં ?

[ જયલક્ષ્મીના ગાલપર શરમના શેરડા પથરાય છે. ]

હું તારે એનો ઉત્તર ન આપવો હોય તો ગીત તો પૂરૂં કર.

જ "આવો ભાભીજી, આવો, કુશળ સૌ લાવોઃ" સાહેલડી !
નણદીનો ભાવ આ રસાળો, બ્હેની હેતપડઘોઃ સાહેલડી !
"મારે કાજે શું લાવ્યાં ? કહોઃ શું લાવ્યાં ?" સાહેલડી !
દિયરજીનાં ઉધરાણાંઃ વીરાનાં શમણાંઃ સાહેલડી !
"આવો બેટા, તમે આવો ને આંગણુ ઉજાળોઃ" સાહેલડી !
સાસુજીનો વિસામો, માડીનો છાંયોઃ સાહેલડી !
"બેટા આશીષ આજ આપું, સૌભાગ્ય એક તારૂંઃ" સાહેલડી !
સસરાજી ચર્ણે શીષ નામું, શું બાપુવેણ પામુંઃ સાહેલડી !
મોડી જાઉં રસમેડીએ, એ વાટડી જૂએઃ સાહેલડી !

હં (ઉતાવળથી) ઉભી રહે, ઉભી રહે. રસમેડીનું તો જાણે સમજ્યાં. પણ એ એ કોણ હશે ?

જ (હંસલના ખભે ધીરો ધક્કો મારી) તમે જાણો. માણસ પોતાને પણ ભૂલી શકતું હશે ?

હં (હાથ જોડી) ભૂલ થઇ.

[ કશું જોયાકર્યા વિના જયલક્ષ્મી કાગળિયામાં નજર પરોવે છે. ]

જ મોડી જાઉં રસમેડીએ, એ વાટડી જૂએઃ સાહેલડી !
"દેવી ! પધારો" કહી ઝીલે, અધિક તુંથી સાચેંઃ સાહેલડી !

હં (ઉભાં થઇ, જયલક્ષ્મીને ખુરસીમાં બીડીભચડી) • મારે એ સાચું પાડવું પડશે.

જ (ઉભી થઈ, હંસલના પંજામાંથી છટકી, દૂર હડી)

આમ કરશો તો ગીત પૂરૂં કેમ થશે ? હવે તો બે જ લીટીનું ગીત બાકી છે.

હું (જરા ચિંતન પછી) ખુશીથી પૂરૂં કર. તું ક્યાં લગી આવી હતી ? (પડેલા ચહેરે) જાણે હું મને ભૂલી ગયો હોઉં એવું થોડુંક બની ગયું ! (મનમાં) આ કંઇ જેવી-તેવી જાળ છે ?

[ જયલક્ષ્મી પલંગપર બેસે છે. હંસલ લગોલગ આવી ઉભો રહે છે. ]

હું ગભરાયા વિના ગાજે. (છાતીપર આંગળી પછાડી) હું હંસલ છું.

જ "દેવી ! પધારો" કહી ઝીલે, અધિક તુંથી સાચેઃ સાહેલડી !

હું (પલંગપર બેસતાં) ને પછી ?

જ પછી કીધી વાત એવી, તારાથીય છાનીઃ સાહેલડી !
સુણતાં નહિ સમજાતી, અનુભવવિહોણીઃ સાહેલડી !
(આતુરતાપૂર્વક) હેં; એવું શું હશે ?–જેને સમજવા અનુભવની ગરજ પડે !

હું (આડું જોઈ, મનમાં) શિકાર થઇ ચૂક્યો ! (પ્રકાશ) તારે જાણીને શું કામ ?

જ અમસ્થું પણ જાણવું છે.

હું (જયલક્ષ્મીથી દૂર ખસી) કાલે કહું તો ? (મનમાં) કાલ ક્યાં કદિ પડવાની છે ?

જ કાલ કોણે દીઠી છે ?

[ જયલક્ષ્મીની ખૂબ પાસે આવી, હંસલ એને બાથમાં લે છે. ]

હં તારે જાણવું જ છે ?

જ હા.

હં (ચશ્માં ઉતારતો ) નહિ જ ચાલે ?

જ ના; ના.

હં તો...જો. ઓળખી લે.

[ હંસલ જયલક્ષ્મીને એક ઓચિંતું ચુંબન લે છે. જયલક્ષ્મીની માથાવટી લપસી જતાં એની જલેબી ગાંઠની વેણીમાં હંસલ બેચાર મોગરા પરોવે છે. એની સીધી સાદી સેંથીમાંથી કંકુ ખરે છે. હંસલ જયલક્ષ્મીના હૃદય પર પોતાનો જમણો હાથ દાબે છે. ]

હં આ ફફડાટ શો ?

[ હંસલ જયલક્ષ્મીને પોતાથી વીંટી લે છે. હાથે, હોઠે, ગાલે, કપાળે, અંબોડે ચુંબનોનો હાહાકાર વર્તાવે છે. ટેબલ અડફેટે આવતાં લોટો ઢળે છે. ત્યાં વીજળીની બત્તી અધારી ઓલવાય છે. અંધકારમાંથી બે સ્પષ્ટ અવાજ આવે છે—એક પતિ-પત્નીના ઉન્મત્ત ચુંબનનો: બીજો સાડા અગિયારના શાન્ત ટકોરાનો. ]

સ્થળ: રસ્તો

સમય: સવાર, ફેબ્રુઆરી ૧૨, ૧૯૨૬

[ ઉતાવળી ચાલે વનવેલી જતી હોય છે. સામેથી સાઇકલપર હંસલ આવે છે. વનવેલીને જોતાં ઉતરી પડે છે. ]

વ કંઈ, બહુ દિવસે ?

હં જરા એમ ખરૂં. હમણાં કામમાં દટાએલો રહું છું.

વ ( હંસલ સામેથી નજર ફેરવી ) કામ વસ્તુ જ એવી છે !

હં ( ન સાંભળ્યું કરી ) શું કહ્યું ?

વ જવા દો વાત. તમે પરણી તો લીધું ને ?

હં પણ તમે તો ન આવ્યાં ને ?

વ તમને આવજો એટલું કહેવાની ફૂરસદ ન હોય તો અમારે આવવાની ક્યાંથી કાઢવી ?

હું કંકોત્રી નહોતી મળી ? મેં જાતે...

વ મળી હતી. (ઉંચું જોતી) એમાં કંઇક એવું હતું ખરૂં કે રૂબરૂ ન મળાયું હોય તો એ નિર્જીવ પત્રિકાને સજીવ સમજી મારે અવશ્ય પધારવું.

હું તો...

વ એનો કશો અર્થ નથી. જેને તમે ન છૂટકે આમંત્રણ બીડયાં હશે એમાં પણ એના એ અક્ષર હશે. તમારો ને મારો સ્નેહ, તમારૂં ને એ સર્વનું સગપણઃ એ શું એક ગાડે જોડવા જેવાં તમને લાગ્યાં ?

[ સાઇકલની ટોકરીપર સ્થિર દ્રષ્ટિ રાખી, હંસલ સાંભળી રહે છે. ]

વ પણ હું ન આવી એથી મંડપારોપણની શોભામાં શી ઓછી અભિવૃદ્ધિ થઇ ?

[ હંસલ વનવેલી સામું જૂએ છે. એને કંઇક કહેવું છેઃ પણ કહેવાતું નથી. ]

વ હંસલ, ભાભીને તો તેડી આણી છે ને ?

[ હંસલ ડોકું હલાવી હા ભણે છે. ]

વ ત્યારે પછી શું ? હવે તો મહિનાઓ લગી ન મળો તોય મારે માફી આપવાની રહેશે. (ગળે હાથ ફેરવી) એ પણ ઠીક છે. ભાભી પામતાં ભાઇ બહેનને ભૂલે તો એમાં કંઇ ખોટું નથી—ઇચ્છવાજોગ છે.

[ હંસલના કપાળે કંટાળાની કરચલી પડે છે. ]

વ એમ મોં બગાડશો એટલે મન ઢાંક્યું રહેશે ?

હું ( ગુસ્સો દાબી ) કંઇ વધુ કહેવાનું રહી જાય છે ?

વ એટલું કહો કે ભાભીનાં દર્શન ક્યારે કરાવશો ?

હું ( અક્કડ રહી ) પછી...બીજું કંઇ ?

વ તમે એકનો તો ઉત્તર વાળો ? પછી પછીનાની વાત-ચિત કરીએ. ( મલકી ) હું કંઇ તમારી પરીક્ષા લેવા ઉભી છું કે એકસામટા સત્તર સવાલનો ઢગલો કરૂં ?-ને પછી તમે ફાવે એ અગિયારના વીણી વીણીને ઉત્તર વાળો !

હું એમ જ ને વળી ? તમારે મારૂં સાંભળવું નથીઃ તમારે મને સંભળાવ્યા કરવું છે.

વ ( આશ્ચર્ય પામતી ) પણ...

હું હવે મને બધું બોલી લેવા દ્યો. તમે બોલ્યે જતાં હતાં ત્યારે મેં બેહદ મૌન જાળવ્યું હતું.

વ ( સહેજ ગંભીર બની ) મારી ના નથી.

હું વનવેલી બહેન,...

વ હંઅ.

હું ( નમ્ર સ્વરે ) મેં પરણી લીધું નથીઃ મને પરણાવી લીધો છે.

[ વનવેલી અડધુંક ડગલું પાછી પડે છે. ]

હું નિમંત્રણ ઉત્સવનાં હોય. મારૂં લગ્ન એ રસનો ઉત્સવ નહોતો, રૂઢિની લીલા હતી.

[ વનવેલી અજાણતાં હતી એટલી પાસે આવે છે. ]

હં એમાં તમને ન્હોતરીને શું કરૂં ? લગ્નનું આગલું અઠવાડિયું હું જીવતે મૂવા જેવો હતો. કપટ ને કંકાસ, ધાંધલ ને ધમપછાડા, આ ને તેઃ આખો ઇતિહાસ તમે જાણશો...

વ ( કરડી આંખે ) તમે ધીરગંભીર વાતો શું આદરી ? આવું તો ઘડપણ માટે સંઘરી રાખીએ તો સારૂં.

હં ( ધૂનમાં ) તમે માનશો ? મારી અંતરની ઇચ્છા હતી કે લગ્નમાં તમે ન હો તો ઉત્તમ. માટે જ કંકોત્રીમાં મેં શબ્દ સરખો નહોતો પાડ્યો.

વ ( ઠંડા ઠપકા જેમ ) એની વાત મૂકો. આજ આપણે અગમ્યતામાં સરી પડ્યા જેવું કેમ બકીએ છીએ ?

[ બેઉ આડાં ફરી જાય છે. હંસલ અચાનક અસાધારણ ગંભીરતા ધારણ કરે છે. જરા વારે વનવેલી એ જુએ છે ને આશ્ચર્ય પામે છે. આખર— ]

વ ( સસ્મિત ) હંસલભાઇ, ભાભીરાણીને ક્યારે બતલાવશો ?

હં ( ચીડથી ) એ તો કહો કે તમે ક્યારે મારે દરબાર પધાર્યાં ?–ને ક્યારે એમ ને એમ પાછાં સીધાવ્યાં ?

[ વનવેલીનું સ્મિત ઉડી જાય છે. ]

હં એમ ખોટું લગાડવું હોય તો મને કહી દો એટલે તમારાથી ડરીને હું વાતો કરૂં. એ આજનું નથી. હું જોતો આવ્યો છું–આપણી ઓળખાણ જામી તે સમી સાંજથી તે આજ અત્યાર લગી–કે તમે બહુ જલ્દીથી

માફું લગાડી શકો છો. ( શાન્ત બની, છેક ધીરેથી ) મારી ભૂલ પણ હોય.

વ (તુરત અટકાવી ) ભૂલ કેવી ? આથી વધુ સાચું મેં તમારા પાસેથી કદિ સાંભળ્યું નથી. ખરેખર, જે તે બાબતમાં મને ખૂબ ખોટું લગાડવાની આદત છે. કુદરતે મને એવી કરી છે.

[ વનવેલીના મનની હંસલને સમજ નથી પડતી. ]

હં (મનમાં) આ તે મશ્કરી કે શું ?

વ હા. મા, બાપ, ભાઇ, ભાભી, બ્હેન : ગમે તેની સામે હું ચડભડી શકું છું; ને પાછળથી ખોટું લગાડયા કરૂં છું. તમે મને આબાદ ઓળખી લાગે છે. ( તારીફની મીઠી જીભે ) મેં નહોતું જાણ્યું !

[ હંસલ આમતેમ ફાંફાં મારે છે. ]

વ ક્યારેક એમની સામે પણ એ વારો આવે છે.

[ હંસલ વનવેલીપર નખશિખ નજર ફેરવી લે છે. ]

વ હજુ તો ઉતરાણ ઉપરની વાત. સવારના પહોરમાં અમે અગાશીએ ચઢયાં ને એમનો પહેલો પતંગ જ કોઇ ઉસ્તુએ હાથમાંથી ખલ્લાસ કર્યો. પછી પારકી દાઝ એ મારાપર ઢોળવા ગયા ! ને મેં ફીરકી બરાબર ન આવવા દીધી એમ કહી ફૂંફાડા માર્યા ! આપણે આસ્તેથી નીચે ઉતરી, પિયરને પંથે પળ્યાં !

[ હંસલ જોઇ જ રહે છે. ]

વ  આટલે લગી તમારી ફરીયાદ સામે મારે એક અક્ષર રજૂ કરવાનો નથી. પણ પછી...

[ વનવેલી આપમેળે અટકે છે. ]

હું  પછી ? પૂરૂં પતાવો ને ?

વ  પછીના તમારા આરોપમાં એક અક્ષરનું સાચ રહેતું નથી. તમે કંઇ કહ્યું હોય ને મેં કદિ મારૂં માન્યું હોય એ વિચાર આખો ભૂલભરેલો છે. ગુસ્સે ગમે ત્યાં ન થઇ શકાય એ હું સારી પેઠે જાણું છું. માની સામે ન થઇ હોય એવી દીકરી તો જન્મી નથી, બાપ પાસે ફૂલાતી ફરૂં છું એનું સાદું કારણ તો હું એમને લાડકી છું, ભાઇ ગુસ્સે થયા કરે છે એટલે સામેથી હું એવી રહું છું, ભાભીને પીડવી એ તો સૌ નણદીનો જન્મહક્ક છે, બહેનનું તો જાણે સમજ્યાં, અને એમને તો મારી કેટકેટલી તરશ છે ! એ તરશ જલ્દી છીપે નહિં એટલો મારો મુદ્દો છે. હંસલભાઇ, આવાં આવાં બહાનાં છે એટલે મારા નાચ નાચ્યા કરૂં છું. તમારી પાસ વળી એવા ખેલ ખેલતા હશે ?

હું  ( શાન્ત ચહેરે ) મને લાગે છે કે ખેલાય છે.

( અધીરી બની ) જૂઠ્ઠું–કેવળ જૂઠ્ઠાણું. ત્યાં સુધી કે જ્યારે તમે, ગમે તેને રીસ ચડે એવું મને કહી નાંખ્યું ત્યારે પણ, સઘળું સંપૂર્ણ સંયમથી મેં સાંભળી લીધું હશે. તમારૂં સહ્યું છે એટલું મેં કોઇનું નથી સહ્યું.

હું ( કડકાઇથી ) સાચી વાત ?

વ એના પૂરાવા ખાતર ક્યાં આઘે જવું પડે એમ છે ? આજનો જ અનુભવ લ્યો. તમારૂં આટલું કોણ સાંભળી રહેતું હતું ?

[ ઉત્તર વાળવાને બદલે હંસલ સાઇકલના પેડલપર પગ મૂકી, ત્યાં જોયા કરે છે. ]

વ ( આસ્તેથી ) એનાંયે કરણો હશે.

[ હંસલ એમ ને એમ રહે છે. ]

વ ( ઉંચા અવાજે ) ત્યારે તમેય ક્યાં ઉતરો એવા છો ? વિના કારણ ખોટું લગાડતાં તમને વાર ક્યાં લાગી?–મારાતમારામાં ફેર ફક્ત એટલો કે તમારી સામે ખોટું લગાડવાની કલ્પના સરખી આવતાં હું આખી ધ્રૂજી ઉઠું ને તમે તો મારી સામે એનો રોકડો અનુભવ કરી રહ્યા છો તોય તમારી પાંપણ સરખી ફરકતી નથી !

હું આ તો મારે કહેવાનું તમે કહી લેતાં હો એવું થાય છે. તમે લક્ષ્મીને મળવાની વાતો પૂછ્યા કરો છો. પણ સુભદ્રને મળવાની મારી માગણીને તમે કેટકેટલી વાર ઉડાવી એ કંઇ ઓછું જ સાંભરે છે ?...અરે ! સુભદ્ર નામ જાણું છું એ પણ ચન્દાની મહેરબાનીથી.

વ ( આંગળી કરડી, મનમાં ) એ તો નફફટ મૂર્તિ છે !

હું એ સાચું છે. માણસ પોતાના પગ તળેના પ્રવાહને પહેલો

પારખે તો પારકી પંચાતમાં એને બહુ ઓછું પડવાનું રહે.

[ વનવેલી સહજ પગ પછાડે છે. ને પછી દૂર દૂર કંઈ શોધતી હોય એમ સગર્વ આડી ફરી જાય છે. ]

હું પણ આજ આપણ સડેલાં ચીંથરાં કેમ સાંધ્યા કરતાં હઈશું ? આપણી આજની આખી વાતચિત છેક સુક્કી, ને નકામી, ને નમાલી...

વ ( આંચકો ખાઈ ) ભાઈ હંસલ,...

[ વનવેલી વાક્ય ગળી જાય છે. એની આંખોમાંથી ગર્વ ઉડી ગયો હોય છે. જાણે કશીક બીકથી ગભરાતી હોય તેમ એ ફીક્કી પડે છે. ]

વ હંસલ, હવે કઈ કોર ઉપડશો ? ક્યાં જતા હતા ?

હું ખાસ કશે નહિ. તોય સીધો જઈશ. જરા વાર કોઈ દોસ્તને ત્યાં...

વ તો હું ક્યાં તમારી દુશ્મન છું ? પાછા જ વળો ને ? એમ ઉતાવળ હોય તો મન્દિર લગી આવી, ફાવે તો પાછા ફરી જજો. આપણે ક્યાં એ આજનું છે ?

[ વનવેલી આગળ ડગલાં ઉપાડે છે. ]

હું (સાઈકલ ફેરવતો) ત્યારે અહિં શું ખોટાં હતાં ?

[ બન્ને એક હારમાં ચાલતાં હોય છે. આડી સાઈકલ છતાં એઓ બને તેટલું પાસે રહી ચાલે છે. ]

વ (જલ્દી પગ ઉપાડતી) તમે એ જાણો છો ને કે જે પુરૂષનું લાંબુ આયુષ્ય હોય, એ સંભારતાં વેંત આવી ચડે છે ?

હું (વિચાર્યા વિના) તમને ખબર.

વ ખબર શું ? ખાત્રિ.

[ વનવેલી ને હંસલ અંદર ચાલ્યાં જાય છે.
નિર્જન રસ્તાપર શાન્તિ સ્થપાય છે.
વખત વીતતાં સુભદ્ર દાખલ થાય છે. ]

સુ (નિશ્વાસ નાંખી) નોકરી ! ( અભિમાન સાથે ) શું હું કશી નોકરી માટે લાયક નથી ? કેમ બને ? (ઢીલાં પડી) આવી રખડપટ્ટી ક્યાં લગી હશે ? ( બે ડગલાં ધપી ) સર્ટીફીકેટ કેટલાં સુંદર છે !

[ સુભદ્ર સર્ટીફીકેટ કાઢવા ખીસ્સામાં હાથ નાંખે છે. બધાં ખીસ્સાં ખાલી જણાતાં એના હોશકોશ ઉડી જાય છે. ]

સુ ( વ્યગ્ર ચિત્તે ) કમબખ્તી. કપડામાં ઠેકેરો કર્યો ત્યાં કાગળ ભૂલ્યો ! આવા અપશુકન પછી સિદ્ધિની આશા કેવી ?

[ સુભદ્ર ભારે પગલે પાછો ફરે છે. ]

*

સ્થળ: એ રસ્તાનો બીજો ભાગ

સમય: ચાલુ

[ હાથમાં છાપાના થોકડા સાથે બૂમો પાડતો એક ફેરિયો આમતેમ ઘૂમે છે. ]

ફે નોકરીથી કંટાળી યુવાને કરેલો આપઘાત ! એક આનો.

[વનવેલી ને હંસલ આવે છે ને સાંભળે છે.]

હં જૂઓ ને; નોકરી કેવી બુરી ચીજ છે?
વ તો ય અદ્ભુત છે. અબજોની એ અન્નપૂર્ણા છે.
ફે (મોટેથી) એક આનો—ચાર પૈસા—એક આનો.
હં છોકરા!

[છોકરો છાપું આપે છે. હંસલ પૈસા ચૂકવે છે એટલે એ તુરત ત્યાંથી દોડી જાય છે. હંસલ છાપા પર નજર ફેરવવા માંડે છે.]

વ (કંટાળાની આંખે) કૃપા કરી કકળાટ શરૂ ન કરશો. કોઇક બેવકુફની એ જીવલેણ રામકહાણી હશે. એનું આપણે શું? (મધુર મીટ માંડી) મજા મળે એવાં ગપ્પાં માંડ હાથ લાગ્યાં છે!

[મુગે મોં, હંસલ છાપું વાળી લે છે.]

વ ભાઈ, લગ્ન ગયું, ભાભી આવી; હવે મળાશે તો ખરૂં ને?
હં (વિનતિમય આવેશથી) આટલી કથા પછી પણ પૂછવાનું રહ્યું? (ડોકું હલાવી, કંઇ વિચારી) તમે જાણો છો કે શા કારણસર હું તમારે ત્યાં આવવાની ના ટીચ્યા કરૂં છું?
વ (નીચું જોઈ, હસી) જાણું છું. ચન્દાએ મને કહ્યું. મારે ત્યાં તમે ઘડી પહેલાં......
હં (અજંબ આશ્ચર્યથી) ચન્દા જાદુગરી લાગે છે! રસ્તામાં એને દીઠી હતી. પણ એવું નહોતું ધાર્યું કે હું તમારે ત્યાં જ જાઉં છું એવું કલ્પી લેશે—અરે! કલ્પી તો લેશે પણ તમારે સાસરે આવી સમાચાર સંભળાવી જશે.

વ (સામાન્ય સંતોષથી) એમાં નવાઈ પામવા જેવું મને કશું જડતું નથી. હું ઓટલે ઉભી હતી. મને જોઇ, એટલે એણે વાત કરી.

હું ત્યારે મારાથી તમને મળાશે કે કેમ; ને મળીશ તો ક્યારે મળીશ; ને નહિં મળું તો કેમ નહિં મળું; વગેરે મેળ વગરના પ્રશ્નોથી શું કામ મુંઝવી મારો છો?

વ મારે તમારી જીભેથી સાંભળવું હતું કે તમે મારે ત્યાં જઇ આવ્યા હતા. તમે જે ઢાંક્યાં કરતા હતા એ સામે મારો વિરોધ હતો. મારાથી પણ તમને કંઇક છૂપાવવાનું સુજે છે એ હકિકત મારા માટે અસહ્ય હતી.

[ હંસલ ઉંડા આશ્ચર્યમાં ડૂબે છે. ]

વ ચન્દાની વાતમાં આશ્ચર્ય નહોતું. બાકી અચંબો પામવો હોય તો મારો ઇતિહાસ જાણવાજોગ છે. જેવી એ ખબર પડી કે હું ચાલી નીકળી! (હાથને હવામાં ઉછાળી) શા માટે? (હસતાં) એવી નહોતી ખબર કે આપ સાહેબ તો ઉભે પગે બેસવા આવ્યા હતા!

હું એવું કશું નહિં. જાણ્યું કે તમે સાસરિયે સીધાવ્યાં છો એટલે આ રસ્તે સાઇકલ લીધી. હું તમને મળવા ગયો હતો. બાકી પારકાંની કોને પાઇની પણ પડી હોય છે?

[ વનવેલીમાં સહજ અહંકાર છલકાય છે. હંસલ છાતીપર હાથ ફેરવે છે. ]

વ હંસલ, હવે ક્યારે મળશો?

હું હમણાં માફ કરશો.

વ કેમ વળી ?

હું પૈસાની કડાકૂટમાં પડયો છું. એક વાર હું મારી મૂડીનો માલિક થાઉં પછી જોઇ લો. (સાઇકિલનો ગવર્નર આમ તેમ હલાવી) મોટર વિના ફરવાનું નથી.

[ વનવેલી, નીચું જોઇ, હસતી હોય છે. ]

હું પણ તમે મારે ત્યાં આવો તો? એક તો મને મળાશેઃ બીજું ઝંખો છો એનાં દર્શન થશે.

વ ( નિરૂપાય હોય એમ ) જુઓ ને; સવારસાંજ તહિંથી અહિં ને અહિંથી તહિં જવાઆવવામાં જાય. (જરા થંભી) છૂટકો છે? વળી એમાં નવરાશ મળે તો રૂમાલ ગુંથ્યા કરૂં છું. હમણાં એનો રંગ લાગ્યો છે.

હું એનો ફડચો આવી શકે એમ છે. સવાર ને સાંજ ઉપરાંત બપોર જેવો પણ એક સમય દિવસમાં આવે છે. (વનવેલીને હસતી જોઇ, ઉલ્લાસમાં આવી) વળી અહિં ને તહિં એવી ફૂદડી ફરીને શું કામ હતું? ઠંડકથી એક ઠામે ઠરીએ તો ગેરલાભ શું? (મનાવતો હોય એમ) અને રૂમાલ તો પૂરો થાય ત્યારે ન કરીએ? ક્યાં દરજીની દુકાન માંડી છે કે...

વ લગભગ એવું. બને તેટલી ઉતાવળે એ પૂરો કર્યા વિના ચાલે એમ નથી. કારણ હું એ મારા માટે નથી ગુંથતી.

(જરા બીજી બાજુ જોઇ) હમણાં મારા એક સ્નેહીનાં લગ્ન ગયાં. એમને એની ભેટ ધરવાની મારામાં તનમનાટી વ્યાપી છે. હંસલ, એ તમે માનો છો ?–કે સ્નેહ જેમ ઠેરઠેરથી વેચાતો ન સાંપડે તેમ સ્નેહનું સ્મરણ પણ એક એવા અસાધારણ ખૂણેથી જન્મ્યું હોવું જોઇએ કે જેની ભીતરમાં ઉલ્લાસ હોય, ઉન્માદ હોય, ઉકળાટ હોય, જે હોઇ શકે તે હોય. એ જોનાર જોઇ ન શકે, જાણનાર જાણી શકે.

હં (લેશ પણ પીગળ્યા વિના) એ કલ્પનામાં કવિતા છે: અનુભવ અદ્દભૂત નીવડે.

વ (માથું નમાવી) ને...નીવડશે.

[ મન્દિરની ઘંટા સાક્ષી પૂરે છે. ]

વ ને...બાકી બીજું તો તમે કહ્યું એમ થશે. ફરીને એક ઠેકાણે રહેવાનું નિર્માણ થઇ ચૂક્યું છે.

હં (રાજી થઇ) એમ કે ?

વ પણ એ પિયર નહિ: સાસરિયે! (આંખ કરડાવી) મારા પ્રભુ વસે છે ત્યાં! પૂરા પાંચેક મહિના ખેંચી કાઢવાના છે. પછી તો આમ અકસ્માત મળવું પણ દુર્લભ થશે.

[ હંસલના મોંપર અણગમાની રેખાઓ તરવરે છે. ]

વ (હિંમત લાવી) ઠીક ત્યારે. હવે હું પહોંચી જાઉં. આટલી ચોખવટ પછી આવું ન હોય.

[ વનવેલી એકલી આગળ ઉપડે છે. ]

વ ( પાછું જોઇ દઇ રહી ) આવજો.

[ વનવેલી જાય છે. એ દિશા તરફ હંસલ મીટ માંડે છે. પછી જલદીથી સાયકલ પાછી વાળી, ચડી બેસી રવાના થાય છે. જતાં જતાં પાછળ એક નિરર્થક દ્રષ્ટિ નાંખ્યા વિના નથી રહેતો. ]

સ્થળ: ઓરડો
સમય: બપોર, ફેબ્રુઆરી ૨૮, ૧૯૨૯
[ પગપર પગ પાથરી, રૂમાલ ગુંથતી વનત્રેલી ખુરસીમાં પડી છે.]

વ (પોતા સામે રૂમાલને ધરી) બસ; બત્તી પહેલાં પૂરો થવો જોઇએ. (રૂમાલને ખોળામાં મૂકી, ભીંતપર નજર ચોંટાડી) આમાં તો મેં તો મારૂં હૈયું નીચોવ્યું છે. એનાં મૂલ કોણ આપશે? (રૂમાલમાંના હંસને ધારી ધારીને જોઈ) એકને એ આવડશે. (આજુબાજુ નજર નાંખી, જરા ઉચ્ચ સ્વરે) હંસલ, હંસલ, તારા માટે હું શું નહિ કરૂં?

[ ચૂપ થાય છે. ને રૂમાલ ગુંથવામાં પરોવાય છે. કંઇ કંઈ લાગણીઓનાં પ્રતિબિંબ એના વદનપર પડે છે ને અદૃશ્ય થાય છે.

ઉમળકો આવતાં ખુરસીપરથી ઉઠે છે. અધૂરો રૂમાલ ખુરસીપર ગોઠવે છે. મનના તરંગોને મનમાં સમાવી, એને જોયાં કરે છે

સુભદ્ર આવે છે. બુટનો અવાજ આવતાં પાછું જોતાં, વનવેલી ને સુભદ્રની નજર એક થાય છે. સુભદ્રને નિરાશ નીરખતાં વનવેલી ઢીલી પડે છે. ]

સુ (નિશ્ચયાત્મક ગુસ્સાથી) હવે હરામ છે.

વ પણ શું ?

સુ આ રોજની મહોકાણ. સૂરજ ઉગે ત્યારથી તે આથમે ત્યાં લગી શું ધક્કા જ ખાધા કરવા ? જ્યાં જવું ત્યાં હડધૂત થવું ! શું એને માટે આ જન્મારો છે ?

વ એમ હિંમત હારી જશો ? હજુ એ દિ આગમજ તમે આશા ને ઉત્સાહની વાત કરતા હતા.

સુ એ આશા ને ઉત્સાહ મરી ખૂટ્યાં છે. ધીરજ કયાં લગી રહે ?

વ જીવન પર્યંત. જેનામાં ધીરપનું બળ છે એ કોઈ કાળે નિરાધાર નથી. જેણે જીવન આપ્યું એ શું જીવવાનું નહિં આપે ?

સુ (નિર્બળ હાસ્ય પછી) શું સુંદર શબ્દો !

વ શબ્દો જ સુંદર ?

સુ એમ જ. અનુભવે જેમાંથી કશો અર્થ ન નીકળે એ મૃગ-
જળ પાછળ...

વ એમ એકાદ બે અખતરામાં સફળતા ન વરી એટલે શું હાથ
ખંખેરી નાંખવા ?

સુ ત્યારે ? બીજું થાય એમ શું છે ?

વ વધુ ને વધુ પ્રયોગો. પહેલ્લે ધડાકે જો ધારી વસ્તુ મળી
રહેતી હોત તો એની કિંમત ને આપણી કદર આંકવી
આપણને ભારે પડત.

સુ ( કંટાળા ભર્યા હાવભાવે ) મારૂં મૂલ્ય મેં આજે જ ઓળ-
ખ્યું છે-ઓળખીને જ ચાલ્યો આવું છું !

[ વનવેલીના મોંપર આશ્ચર્યની છાયા છવાય છે. ]

સુ એક સાહેબનાં પગલાં સુંઘતો સુંઘતો હું એમને બંગલે
ગયો હતો. કલાકેક તપ્યો ત્યારે માંડ મુખદર્શન થયાં.
ત્યારે મેં જાણ્યું કે એ સાહેબ તો પ્રભુથી યે પૈસાદાર ને
હું સેવક તો ભક્તથી યે ભિખારી હતો !

[ વનવેલી મોં ઢાંકી દે છે. ]

સુ ને એ તપશ્ચર્યાની ફળપ્રાપ્તિ શી ? ખોળામાં ગેલતા કૂત-
રાને પંપાળતા ત્યારે ખુશમિજાજથી એમણે સંભળાવ્યું કે
મારે લાયક કશી નોકરી નથી ત્યારે...

વ ( મોં ઉંચું કરી અભિમાનની આંખે ) ત્યારે જો હું હાજર
હોત તો મને એમ થાત કે એ કોઈની નોકરી પામવા
સરજાયો નથી: એનો જન્મ તો થોડાંક પશુની ચાકરી સાટે છે !

સુ (હસી) વાહ્! કયારેક જાહેર વ્યાખ્યાનમાં આવું ધધરાવી માર્યું હોય તો તાળીઓનો ગડગડાટ વરસે !

[ વનવેલીને શરમાવા જેવું થાય છે. ]

સુ ( વનવેલીને ખભે એક હાથ મૂકી, બીજે હાથે બરડો પંપાળી ) વ્હાલી વનવેલી, અહિં રહેવા માંડયા પછી તું મીઠી મીઠી થઇ ગઈ છું. તારી ખટાશ, કોણ જાણે, ક્યારે ને કયાં ઉપડી ગઈ છે !

[ સુભદ્ર વનવેલીના ગાલપરથી વાળની લટ સમી કરવા યત્ન કરે છે. લાગ લઇ વનવેલી સુભદ્રની હથેલીમાં પોતાનું મોં દાબી દે છે. ]

સુ (વનવેલીના મોંને પરાણે ઉંચકી, ચુંમ્બન સમી લપ્પડ લગાવી ) મારી દેવી, દસે દિશાથી જ્યારે મારાપર વિકરાળ ત્રાડોની ગર્જના વરસી રહી છે ત્યારે તારી શાન્ત ગોદની હુંફ એ જ મારૂં પરમ આશ્વાસન છે—એ અંગે જ જીવવામાં કંઈ કે લોભ લાગે છે. આવે ટાણે તું ન હોત તો હું કેઇનું કંઈ કરી બેસત. ( દીન બની ) હવે તો તું કહીશ એ જ માર્ગે જઇશ. તારા વિના મારૂં છે કોણ ?

[ વનવેલીને કશુંક સાંભરે છે ને કચવાય છે.]

સુ ( ગળગળો થઈ ) હા; તું કહે એ મારે કબુલ છે.

વ ( ભમ્મર ચડાવી, મનમાં ) આનું નામ અપદશા ! મને માલિકી સોંપે એવા પરવશ પતિ કરતાં તો પાંચ પાંચને પાંચ આંગળીપર નચાવનાર પરપુરૂષને હું વધુ વખાણું !

(શાન્તિ પામી, પ્રકાશ) શું સાચેં જ હું કહું એમ તમે કરશો?

સુ એથી એક અક્ષર વધુ નહિ.

વ તો થોડુંક કડવુંતીખું સાંભળવું પડે તો...

સુ તો તે પણ સંતોષથી સાંભળીશ. (કાલી નજરે) પણ કડવું કે તીખું સંભળાવે એવી અત્યારે તો તું રહી પણ નથી!

[સુભદ્ર ઘડીવાર નીચું જોઇ રહે છે. આખર હળવે હળવે માથું ઉંચું લાવી વનવેલીને નીરખ્યા કરે છે. આવું બધું નજરે નીહાળતાં વનવેલીના મનમાં અનેક વિચારોની આવજા થાય છે.]

સુ અને (આસ્તે આસ્તે) જેમ તું કહે તેમ હું વર્તું તેમ હું કહું એમ તું વર્તે તો આપણો અસંતોષ ઓછો થાય, મન મોકળાં થાય, વહેમ વહ્યા જાય.

વ (મરડાઇ) કેવું ન પૂછવાનું પૂછો છો? (નીચલો હોઠ કચરી) ધર્મના આધારે પણ તમારૂં કહ્યું માથે ચડાવવા આ દેહ છે. (સમજાવતી હોય તેમ) એમાં એનું સાર્થક છે.

[સુભદ્ર અંગુઠો કરડે છે.]

વ (અતિશય ચોખવટથી) બાકી...અસંતોષ તમારામાં હોય તો ભલે. મન મારૂં સદા મોકળું છે. આ જીવમાં વહેમ કદિ જન્મ્યો નથી.

[સુભદ્રને મુંઝવણ છૂટે છે.]

વ (મનમાં) કેવા સાથે જીંદગીની લેવડદેવડના હિસાબ મંડાયા

છે ? ( હવામાં આંગળાં ઉડાડી ) રમાડું એમ રમે !–ને રડાવું એમ રડે !

[ વનવેલી સુભદ્રને દયાભરી નજરે જૂએ છે. ]

સુ (નિર્દોષ જેમ) મેં કહ્યું કંઈ ને તું સમજી કંઇ ! હું બોલું ત્યારે તારે અક્ષર કરતાં અર્થને ખાસ વળગી રહેવું એટલી મારી તને કાયમની સલાહ છે. એથી અનર્થ અટકશે ને અર્થ સરશે.

[ વનવેલી ચીડાયા છતાં ચૂપ રહે છે. છેવટ લગીર હસે પણ છે. ]

સુ ( નમ્ર વદને ) મારી શીખામણ તને હસી કાઢવા જેવી લાગી ? (જરા કડક બની) પારકી કરૂણતામાંથી પોતા કાજે હાસ્ય વીણવું એ ક્રૂરતાની યે પરિસીમા છે. મૃત્યુ માટે તરફડિયાં મારતાં શિકારને જોતાં વેંત ફત્તેહથી ફૂલાનાર શિકારીમાં કાં તો દૈવત રહ્યું છે, નહિતર પશુતા હશે; બાકી મનુષ્યત્વનો તો એમાં પડછાયો પણ નથી:

[ તુરત વનવેલીના ચહેરાના રંગ પલટાય છે. સીધી સડક જેવી એ ટટાર થઇ બેસે છે. ઉત્તર વાળવા જેટલી તાકાત આ પળે એનામાં રહી નથી.]

સુ (સશોક) હું દિલગીર છું કે તને અસહ્ય થઇ પડે એવો ઘા મેં કર્યો–કહો કે મારે કરવો પડયો. (શાન્તિથી) એ ભૂલી જજે. તને ઘાયલ કરવાનો હેતુ મારામાં કોઈ કાળે ન હોય. એટલા પૂરતી તો શ્રદ્ધા છે ને ?

[ વનવેલી ઉત્તર ગળી જાય છે. અપમાનનો દુઃખ

હજુ જેવો ને તેવો તાજો છે. અજાણતાં પણ એની આંખોની એક-બે-ત્રણ નાનીમોટી રગોમાં ચાળુઠીની રતાશ ઉભરાય છે. વનવેલી એ સંતાડતી ફરે છે. ]

સુ (હેતથી) મારી વ્હાલી...

વ (અભિમાનથી આડું જોઈ) બોલો.

સુ ઝાઝું કહેવાનું નથી. તું એટલું ન સમજ (પેટપર હાથ ગોઠવી) કે અન્નજળીનાં કૂંડાં ખાલી ખખડતાં હોય ત્યારે (આંગળી વતી ચીંધી) આમ રૂમાલમાં ચટકાં ન શોભે?

[ વનવેલીના અંગમાં ખુમારીની વીજળી પસાર થાય છે. આંખ મારફત એના અંગારા ય ખરે છે. સુભદ્ર એવું જૂએ છે પણ જાણતો નથી. ]

વ (સંયમ સાચવી) તમે અજબ છો! તમારા ગુણો અજબ છે! તમારી ભૂલો અજબ છે!

સુ (દૃઢતાથી) તો એનો જડમૂળ વિનાશ તારે કરવાનો છે.

[ વનવેલી સહજ પાછી પડે છે. છતાં સુભદ્રના છેલ્લા શબ્દોથી પ્રોત્સાહન પામતાં એ આનંદમાં આવી દેખાય છે. મગજમાં વિચારમાળાના મણકા વેરાય છે, વીણાય છે ને પરોવાય છે. સતત મન્થન પછી ચોક્કસ નીવેડાપર આવ્યા જેવું લાગતાં વનવેલી નિરાંતનો દમ ખેંચે છે. ]

સુ (લહરબંધ) ખરે વખતે તું ચૂપ થઈ ગઇ!

વ (તોરમાં) કારણ મારે તમને કેટલું કહેવું ને શું પહેલું કહેવું; એ બન્ને પાકી વિમાસણ છે.

સુ (જરા ઝંખવાઈ) ક્ષોભ જેવી જાણે કશી ચીજ નથી એમ માનવાની હું તને પરવાનગી સુદ્ધાં આપી ચૂક્યો છું. તારા દિલમાં જે કંઇ ધુંધવાતું હોય તેની મને માંડીને વાત કર.

વ (સોયદોરાની રમત રમતી) માણુસે પોતાની દુનિયાને ગોખી રાખવી ઘટે છે. પોતે કોણ છે; પોતે કેટલામાં છે; એ જ્ઞાન અતિ આવશ્યક છે. પોતાના વર્તુળમાં શેનો સમાવેશ છે; ને કોને અવકાશ નથી; એ લક્ષ્યમાં હોય તો પારકી પીડામાં ન સંડોવાતાં એ પોતાનું પૂરૂં સંભાળે. આપોઆપ પરીણામ એ આવે કે જીંદગીમાંથી કાવાદાવાની જાળો સંકેલાય અને સ્નેહની સુવાસ ફાલેફૂલે.

[સુભદ્રનો મિજાજ તપી જાય છે. એના ગળાની નસો ઉપસી આવે છે.]

સુ મને તું પદાર્થપાઠ ભણાવવા બેઠી છું?

વ (સરોષ) એમ તો એમ. હું અહિં રૂમાલ ન ભરૂં એથી જો આપણો કોઠાર છલકાવાનો હોય તો એમ કરૂં. બાકી એક પરના આરોપે અન્યનો ગુન્હો સાબીત કરવો એ ક્યાં લગી નભશે?

[વનવેલી રૂમાલને ફેંકી દે છે. સુભદ્ર ઉત્તરશૂન્ય બને છે.]

વ તમે એ તદ્દન ભૂલી જાઓ છો કે આ સોય, દોરા ને રૂમાલ મારા પિયરની મિલ્કત છે. આપના માટે હું એ

ગુંથું છું એમ શીદ માની લ્યો છો? (સ્વસ્થ થઇ) આનું નામ તે પારકી પંચાત.

સુ (નિભાવી લઇ) આનું ખરૂં નામ તે અર્થનો અનર્થ. દર્દી દિલના ભાવાર્થ ઉકેલવા કાન ઉપરાંત હૃદયને પણ રોકવાનું હોય છે!

[સુભદ્રની આંખમાં ઝળઝળિયાં આવે છે. વનવેલી એકદમ નરમ પડે છે. ને પ્રાયશ્ચિતના પગલે ત્યજેલો રૂમાલ લઇ આવે છે. પછી સુભદ્ર પાસે જઇ શાન્તિથી ઉભી રહે છે.]

વ (સુભદ્રના હાથમાં રૂમાલ સોંપી) આ રહ્યાં. તમારે તેનું કરવું હોય તે કરો.

સુ (ઝળઝળિયાં લૂછી લઇ) એની સામે મને ઝેર નથી. (રૂમાલ વનવેલીને પાછો આપી) અધૂરો પૂરો કરજે. (ધૈર્યથી) અધૂરાં પૂરાં કરવાં: પૂરાં અધૂરાં ન કરવાં.

[વનવેલી રૂમાલનો અધૂરો ભાગ માપતી હોય છે. સુભદ્રમાં હોંશ ઉભરાય છે.]

સુ (ખંતભેર) પણ ગોતી ગોતીને આ હંસ. ગોત્યો? મોર ન સાંભર્યો? મોર એટલે કલા. ક્યાં રૂપરંગનો અવતાર એવો મોર? ને ક્યાં સાદો સફેદ તારો હંસ?

[વનવેલી મનમાં ભડકે છે. સહજ ઉંચીનીચી થઇ જાય છે. સુભદ્રના મુખપર સરલતા નીરખતાં સાન્ત્વન વળે છે.]

વ તમારૂં કહેવું વ્યાજબી છે. પરંતુ આવા રૂમાલમાં રંગ કંઇ

ઓછા પૂરાય છે? એટલે સફેદ દુનિયામાંથી પસંદગી થાય તો વાતાવરણ કુદરતી લાગે. મને ગમી ગમીને આ હંસ ગમ્યો.

[ વનવેલી હંસપર ઝીણી નજર ઠારે છે. ]

સુ (સહેજ સ્મિત પછી) તોય મારે એની સામે એક વાંધો રહે છે. મોર ને મેના આપણે કાયમ જોઇએ એટલે એમને રૂમાલમાં જોવાની પણ આપણને લિજ્જત આવે. વળી ગુંથનારની કારીગરી સમજાય.

વ (આનંદમાં આવી) નહિંજી. જે સામાન્ય છે એનું આકર્ષણ આપણને હોતું નથી. કારણ અસામાન્યતા વિના આકર્ષણ ન હોય.

[ સુભદ્ર સન્માન સહ સાંભળે છે. વનવેલીનાં નસ્કોરાં એથી ફૂલાય છે. વિના પ્રયોજન સાથિયા બંગડીઓ ફેરવ્યા કરે છે. ]

વ બીજી વાત એ કે એથી ગુંથનારની ખુબી દ્રષ્ટિગોચર ન થાય તો એની આપખુદી પણ આપણાથી અળગી રહે.

[ સુભદ્ર ખડખડ હસે છે. વનવેલી મારકણી આંખે રૂમાલમાંથી ભૂલ ખોળવાનો ઢોંગ કરે છે. ]

સુ (રાજી થઈ, હાથ લંબાવી) એ હંસ તો દેખાડ.

વ જોઇને શું કરશો?

સુ એટલે?

વ તમને તો મોરનો મોહ છે!

સુ (વકિલાત કરતો હોય એવા ગૌરવથી) અને તને તો હંસની માયા વળગી છે; ખરું?

વ (વિચારીને ઉત્તર વાળતી હોય તેમ) એવું જ કંઇ!

[સુભદ્ર વનવેલીના હાથમાંથી રૂમાલ ઝડપવા જાય છે. વનવેલી જરા પાછી હઠે છે એટલે હાથમાં રૂમાલ ન આવતાં સુભદ્રના આંગળાંનાં ટેરવાં વનવેલીના સંતાકુકડિયા યૌવનપર અફળાય છે.

અને સુભદ્રમાં વિકારની ચીનગારી આવી વસે છે.]

સુ (નિરાધાર જેમ) મારે એ જોવો જ જોઇશે.

વ (મનમાં) કારણ વિનાની કેટલી ગુલામી? જરા ઉશ્કેરાયા એટલે માણસાઇના નિયમોનો પણ ધાણ વાળવાના!

[સુભદ્ર પુષ્કળ અધીરો થાય છે.]

વ (રૂમાલ દેખાડતી) આવા અબોલ તાંતણામાં આટઆટલી મમતા શી?

સુ (અતિશય કંટાળી) એ મને ન પૂછ. તને ગમે છે એટલે મને ગમે છે.

[લાડ લડાવતી હોય તેમ વનવેલી રૂમાલને પોતાના હૃદયસરસો ચાંપે છે.]

સુ ખૂબ કરી–ખૂબ કરી. હવે એ નહિ આપ તો...

વ (રૂઆબબંધ) તો...? તો શું? કંઇ નહિ!

[જાણે શિકારનું નિશાન તાકતો હોય તેમ ઘડીક સુભદ્ર વનવેલી સામે દષ્ટિતીર તાણે છે.

વનવેલીની રગરગમાં શૌર્યનો સંચાર થાય છે.
ખુરસીપર હાથ ટેકવી, મદઘેરાતી આંખે ઉભી રહે છે.
પળેક વાર તારામૈત્રક જામે છે.

સુભદ્ર ધીમે ધીરે જમણી બાંય જરા ઉંચી કરતો જણાય છે. બીજી જ પળે વનવેલી રૂમાલમાંના હંસને હેતભર ચુંબન લે છે. ને ત્રીજી જ પળે રૂમાલ સુભદ્રની સામે ફંગેટ છે.]

સુ (રૂમાલની પરવા ન કરતાં, વનવેલી સામે કૂદી પડી, એને સોડમાં ઘેરી લઇ) આવું વ્હાલઘેલું ચુંબન તો તેં મને પણ ક્યારેય લીધું નથી !

[વનવેલી ક્રોધથી પ્રજળે છે. પોતાનું મોં સુભદ્રની છાતીમાં જેમતેમ સંતાડે છે.]

સુ વળી મેં તને પણ ક્યારેય દીધું નથી ! (જબરદસ્તીથી વનવેલીનું મોં ઉંચું કરી, ધાર્યું ચુંબન ચાંપી) જગત જંપ મારે છે.

સ્થળ: પરસાળ

સમય: સાંજ, માર્ચ ૧, ૧૯૨૬

[ નીતરતે ડીલે જયલક્ષ્મી નાવણિયામાંથી દોડી આવે છે. પગની ધૂળ ખંખેરે છે. અસ્તવ્યસ્ત કપડાંને સમાં પહેરે છે. આડીઅવળી નજર નાંખી, અન્ય કોઇ ત્યાં નથી એટલી ખાત્રિ થતાં, પવનમાં વાળ ખંખેરે છે. ]

જ માથે નાહી એમાં કેટલી હળવી લાગું છું ? જાણે મારા જેટલું સુખ કોઇને નથી !

[ કંઇક ખોટું બોલાયું હોય તેમ એ વિચારમાં ડૂબે છે. ]

જ એ સંતોષ તરિકે પણ સારું છે. ( પોતાની સલાહ પૂછતી હોય તેમ ) સંતોષમાં જ સાચું સુખ સમાયું છે ?

[ રડીને સુજેલી પાંપણ પર એનો હાથ પડે છે. ]

જ ન રહેવાયું તે ન જ રહેવાયું. આંસુ તો મારું અમૃત

નીવડયું ! (આશ્ચર્યના હર્ષ સાથે) અરે ! મારાથી આટલું ફક્કડ કયાંથી બોલાઇ ગયું ? (અધિક હર્ષમાં) કાં તો અસર લાગવા માંડી હશે !

[મનમાં ને મનમાં એ મરક મરક મલકાય છે. ગાલમાં આકર્ષક ખાડા પડે છે.

જશાવાર એમ બીતે વીતે છે.

એને પિયર સાંભરે છે. મોં ઉતરી જાય છે. એની સામે કોઇ આકૃતિ ખડી થઇ હોય તેમ સ્થાપી નજરે એ આકાશ ભણી જોઈ રહે છે. પળમાં તો આંસુ ઉભરાય છે.]

જ (રૂંધાતા સ્વરે) મા !...

[બોલતાં માત્ર હોઠ ઉઘડે છે. લેશ માત્ર અવાજ નથી આવતો.]

જ મારી મા !...

[અવાજ સ્પષ્ટ થતો આવે છે.]

જ સ્વર્ગમાં બેઠી પણ તું મારી સંભાળ રાખે છે ?

[રડાય એટલું રડે છે. પછી આંસુ લુછી ઘણી વાર મુંગી રહે છે. વિચારવમળમાં ગોથાં ખાતી એ ચારે કોર દૃષ્ટિ ફેરવ્યા કરે છે.]

જ (અસલ સ્થાનકે વળી નજર કરતાં) હું પણ મારા સ્વર્ગમાં મહાલું છું. સુખી છું–સંપૂર્ણ સુખી છું. દુઃખ એટલું કે મારા દેવને રીઝવવાની શક્તિ મારામાં નથી.

ઝેરનું એ એક ટીપું મારા દૂધ જેવા ઉજળા સંસારને મારી મચડી નાંખે છે!

[ લાંબો શ્વાસ લઇ ઘડીની વિશ્રાન્તિ લે છે. ]

જ હું તે શું શું કરૂં? મારાથી થાય એવું મેં શું બાકી રાખ્યું છે?

[ મોં પર ગરીબની રેખાઓ પ્રગટે છે. ]

જ મારામાં જે ન હોય એ હું ક્યાંથી કાઢું? નામનું ભણતર, અધૂરી આવડત...

[ ટચલી આંગળીનો નખ કરડતી, વાક્ય મનમાં પૂરૂં કરે છે. ]

જ એમનો સવાલ સાચો જ છે. એમાં એ શું કરે? એમની તવંગરતા મારી ગરીબી શું કામ નિભાવે?

[ વિચારવા મથે છે પણ કશું વિચારી શકતી નથી. ગળામાં મુંઝવણનો ડૂચો ભરાય છે. ]

જ ત્યારે મારે શું કરવું?

[ એનો સાદ ફાટી જાય છે. એટલામાં કોઇનો બોલાવવાનો અવાજ આવે છે. સ્વસ્થતા મેળવવાના વૃથા પ્રયત્ન પછી, થડકતે હૃદયે એ અંદર જાય છે. ]

સ્થળ: બેઠક

સમય: સંધ્યા, મે ૨૩, ૧૯૨૯

[ ઓરડો ફરનીચરથી ખીચોખીચ ભર્યો છે. ખુરસી, આરામખુરસી, ઝુલતી ખુરસી, સોફા, કબાટ ને નાનાંમોટાં ગોળચોરસ ટેબલ તરેહવાર ભાતનાં હોય છે. પ્રણય ને કુદરતનાં ચિત્રો સારી સંખ્યામાં લટકી રહ્યાં છે. એક ખૂણામાં રેશમી ઝોળમાં સિતાર ઉભો છે. જુવાનીનું જોર જ્યાં ત્યાં જણાય છે.

વનવેલી ને હંસલ બહારથી સાથે આવે છે. પહેલી નજરે વનવેલી દિંગ બની ઉભી રહી જાય છે. ટેબલપર હેટ પછાડી હંસલ ઝુલતી ખુરસીમાં ઢળે છે. ]

વ (હંસલ તરફ વળી) આ બધું વળી ક્યારે વસાવ્યું ?

[ હંસલ અનુત્તર રહે છે. ]

વ શું કામ ન વસાવો ? પ્રભુએ આપ્યું ભોગવવું છે ને ?

હં ( વાળપર હાથ ફેરવતો ) પ્રભુએ આપેલું બધું જ માનવ માત્રને ભોગવવાનું છે !

[ હંસલ લાગલો ઉભો થાય છે. ટેબલપરના પંખાનું બટન ફેરવી પાછો ફરે છે. ]

હં તમે બેસો તો ખરાં ? ઉભા રહેવા નથી આવ્યાં ને ?

[ પોતે જેમાં બેઠો હતો તે ઝુલતી ખુરસી હંસલ વનવેલીને ધરે છે. વનવેલીએ પારખી જાય છે. બેલ્ટમાંથી એક ચોરસવેંત જેવડો લીલરંગી રેશમી રૂમાલ કાઢી, નેતર ખંખેર્યાં જેવું કરી, પછી નિરાંતથી અંદર ગોઠવાય છે. હંસલ પાસેની આરામખુરસીમાં ઉભડક બેસે છે.

હોઠપર રૂમાલ ફેરવતી વનવેલી હજી બધી વસ્તુ ને સાનંદ જોયે જાય છે. ઘણી વારે એને હંસલ જોવાનો વારો આવે છે. ]

હં ( કડવી નજરે ) બધું જ જોઇ લીધું ?

વ ( હસતી, બીજી બાજુ મોં ફેરવી ) એકની ઉણપ સાલે છે. નથી જોવું એ નજરમાં ભોંકાય છે: શોધું છું એ સંતાતું ફરે છે !

[ કડવો ઘુંટડો ગળવો પડયો હોય તેમ હંસલનું મોં વિચિત્ર રીતે બગડે છે. ]

વ ( હેતથી ચીડાઇ ) કેવા ઢોંગ ચલાવ્યા છે ?

[ વનવેલી એક છબી જૂએ છે. સફાળી ખુરસીમાંથી કૂદી, ધ્યાન ધરી, ધરાઈને એ નીરખે છે. ]

વ ( લુચ્ચાઇથી હસી ) આજ ને એ ?

હું (બેપરવાઈથી) હાજી. (નમ્રતાપૂર્વક) દર્શન કરો. લેવી હોય તો ચરણ જ લો!

વ (હસી કાઢી) પ...ણ આ એઓ બેઠાં ને તમે પાછળ ઉભા રહ્યા એ કરતાં બેઉ લગોલગ ઉભાં કે બેઠાં હોત તો જોડી ઉમદા જામત.

હું (ટાપશી પૂરી) તમે એમ કરજો.

[ વનવેલી ગમ ખાય છે. ને હતી ત્યાં આવી બેસે છે. ]

વ તમારી મશ્કરી માટે હું અત્યારે નથી આવી.

હું (આશ્ચર્યનો વેશ ભજવી) ત્યારે?

વ તમે શોક ન કરો ને આનંદમાં આવો એ મારી દાનત છે.

હું (દેખાડાના ભોળા ભાવે) દાનત હશે. પણ શોક કર્યો થતો હશે?–ને આનંદ બોલાવ્યો આવતો હશે?

[ વનવેલી છેડાય છે. ]

હું મારી મુશીબત તમે જાણતાં નથી. ભણતર ભણી રહેવા આવ્યો ત્યાં આખર નાસીપાસી મળી! એક બાજુ પરણ્યો, ઘરનો ધણી થયો: બીજી બાજુ પરીક્ષામાં ચોકડી પડી, જાણે કે કશાનો ન રહ્યો!

[ હંસલનું મોં લેવાય છે. ]

વ (તડફડ) લગ્ન, સત્તા ને પરીક્ષા એ ત્રણ નિરાળી બાબતો છે.

હું તમે માનો છો. લોક કેમ માનશે?

વ લોકની તમારે શી પડી છે?–ક્યાં પડી છે?–ક્યારે પડી હતી?

હું એમાં ઉંડાં જવાની જરૂર છે. હું પોતે આ ત્રણે ચીજને સંકળાએલી માનું છું. એકનું એક મગજ કેટલાકની સેવા સાધી શકે ?

[ વનવેલીને પોતાનો વિચાર આવે છે. ]

વ (ભૂલ કબુલતી) માફ કરજો. મારી માન્યતા કેવળ કલ્પના લાગે છે. મને પામ્યા પછી જ એ સાહેબે મેટ્રીકમાં ઝોલાં ખાધેલાં! અંતે માંડી વાળવું પડ્યું.

હું (એકદમ) અને હવે ?

વ (કપાળે આંગળાં પછાડી) લલાટે હશે તે થશે.

[ બન્ને વચ્ચે ચૂપકીદી ચાલે છે. નીરસ હંસલને બગાસું આવતાં વનવેલીમાં દયાભાવ જન્મે છે. ]

વ હું તો હારી! તમારા ક્લેશને હું હાંકી શકું એમ નથી ! (શાન્ત પડી) લક્ષ્મીભાભીથી એ થશે ?

[ હંસલ ગાલીચામાં જોવા માંડે છે. ]

વ (ગરમ થઇ) એમ અજાણ્યા ન થાઓ. પૂછીએ એનો ઉત્તર ન આપવો એ ઓછું અપમાન છે ?

હું (વિના સંકોચ) તમે કશું પૂછ્યું ?–શું પૂછ્યું ?

વ (ઘાયલ આંખે) ના રે! હું તો હવા આગળ બેસવા આવી છું ને ?

[ સામસામી મીટ મંડાય છે. ]

વ વાદવિવાદ માટે આ વેળા નથી. મારે મારી મોંઘી ભાભીને મળવું છે.

હં  મળીને શું કરશો?

વ  આવડશે એ.

હં  (લેવાદેવા ન હોય એમ) તો જાઓ મળો. અંદર હશે.

વ  (ભ્રકુટી તાણી) એટલે? તમે હો ને મારે મળવું છે. પરીક્ષાનું પરીણામ પણ...

હં  પરીક્ષા શું એનું ભાન નહિં નીકળે ત્યાં પરીણામનું પુરાણ ઉખેળીને શું સાર કાઢશો?

વ  (રોફ જેમ) એમ એકડો ઉડાવવાનો તમને અધિકાર નથી. તમારૂં એ અભિમાન છેઃ અમારૂં એ અપમાન છે. (ભભુકી ઉઠી) પુરૂષો પોતાને સર્વસંપૂર્ણ માનવાની ભૂલ ભલે કરેઃ સ્ત્રીઓને જે તે વાતમાં અણઘડ ગણનાર એ સૌ ક્યાંથી ઘડાઇ આવ્યા છે?

[ હંસલની અંતરલાગણી દુભાય છે. જીભ પાછી પડે છે. ]

વ  (પટાવી) હું તમને કશું કહેતી નથી. સમસ્ત પુરૂષવર્ગ વિરૂદ્ધ મારી આ ફરિયાદ છે.

[ હંસલને ફટકાની કળ ઉતરવા માંડે છે. ]

વ  હંસલ, રંક ને તાલેવંતઃ સઘળું ન્યાયની નજરે એક સરખું છે ને?

હં  હા.

વ  તો હવે જયલક્ષ્મીને ન્યાય આપો. એ પણ ભણી હશે. એણે પણ પરીક્ષા આપી હશે. તમે મોટી તો એણે નાની!

હું (વિચાર પછી) કબુલ.

વ એટલે, આવી ચડેલી આપત્તિ હું જ એને સંભળાવીશ. તમે ન કહી શકો એ સમજાય એવી સ્થિતિ છે. પણ દિલનાં દર્દ દિલમાં દટાવાં શક્ય નથી. સહાનુભૂતિથી કોઈ સાંભળનાર મળે કે એ ઠાલવવાં જોઇએ.

હું (ભારથી) અને તમે જાણો છો.

વ ને લક્ષ્મી યે જાણશે. (ટહુકો કરી) એકથી ભલ્લેરાં બે.

હું (ધડાકા જેમ) પણ બેથી ભલાં ત્રણ નહિં. (ધીરાં પડી) એ બે તે એક તમે ને બીજો હું.

વ (દુઃખ પામી) ના. એવા ક્રૂર ન થઇએ. કોઈ સ્ત્રી છેક નાંખી દીધા જેવી નથી હોતી. કોઇનું રૂપ, કોઇનો રંગ, એકની છટા, બીજીનો મરોડ, કોઈનું હાસ્ય, કોઇનું રૂદનઃ સુન્દરીસંઘનું આવું પ્રત્યેક કામણ અત્યંત પુરૂષચુંબક છે.

હું એની ના નથી. (આંગળી કરી) તમને દીઠાં ત્યારથી આ હોઠ નીચેનો તલ મને અલૌકિક લાગ્યો છે. એનાથી તો તમારૂં તેજ ત્રેવડાયું છે!

[ કોઈનો પગરવ સાંભળતાં બન્ને બારણા ભણી જૂએ છે. હાથમાં ઘીનો દીવો લઇ, જયલક્ષ્મી દાખલ થાય છે. જેવી તે વનવેલીને ભાળે છે કે તુરત લાંબી લાજ કાઢે છે. ]

હું (મનમાં) ગામડાનું રોચું!

વ (ઉભી થઈ, દીવાનું તેજ ઝીલી) જય શ્રી કૃષ્ણ.

હં (સ્વગત જેમ) બસ; હવે બત્તી થઇ શકશે!

[હંસલ બત્તી કર્યા પછી, પંખો બંધ કરે છે. બત્તીનાં કિરણો સાડી સોંસરાં જતાં જયલક્ષ્મીની લાજનો હેતુ માર્યો જાય છે.]

વ હંસલભાઇ, આ નરી સરલતા પણ શું અલૌકિક નથી?

[હંસલને 'પણ' શબ્દ ગભરાવે છે. એ પોતાને આયનામાં જોયા કરે છે.

જયલક્ષ્મી આવી ત્યારની, સ્થંભ સમી સ્થિર છે. દીવાને એક ટેબલપર મૂકવાનું એને બહુ વખતે સુજે છે.

વનવેલીમાં અથાગ આનંદ ઉભરાય છે. ત્રણેમાં પોતે સર્વશ્રેષ્ઠ હોય એવા એની આંખના જાદુ છે.]

વ (જયલક્ષ્મીની પાસે પહોંચી, પોતે મોં જોઇ શકે એમ ઘુંવટ ઉચકી) બહેન, હું તો એક સ્ત્રી છું. (હંસલ તરફ હાથ કરી) આમનાથી ભડકતાં હોત તો આ દહાડા—આવો સોનાનો સૂરજ ન હોત. તમે શા મેળનાં ધુમટો તાણો છો?—લજાવ છો કોનાથી?

[વનવેલી જયલક્ષ્મીની લાજ તોડાવે છે. પછી પોતે હતી એ ખુરસીમાં પડે છે.]

હં (ઉંચા અવાજે) લક્ષ્મી, બેસ તો ખરી?

[જયલક્ષ્મી એક સાદી ખુરશીપર ધીમે રહીને બેસે છે.]

વ ભાઇ, અમારી એકમેકની ઓળખાણ તો પાડો!

હં જરૂર—જરૂર.

[ વનવેલી ઉભી થાય છે એટલે જયલક્ષ્મી ઉભી થાય છે. ]

હં (પૂરેપૂરા દમામ સાથે) વનવેલીબ્હેન, તમે આને ઓળખો છો. એ મારી વહુ છે. (જયલક્ષ્મી તરફ વળી) ને જયલક્ષ્મી, તું આમને નથી ઓળખતી. એ મારાં મિત્ર છે.

[ વનવેલી જમણો હાથ લંબાવે છે. જયલક્ષ્મી પ્રણામ કરે છે. સમયસૂચકતા વાપરી જલ્દી હાથ પાછો ખેંચી લઇ, વનવેલી પણ તેમ જ કરે છે. ]

હં (મનમાં) કમબખ્તી છે !

[ હંસલ, વનવેલી ને જયલક્ષ્મી: એક પછી એક પોતપોતાની ખુરસીમાં બેસે છે. કેટલીક વાર કોઇ કશું બોલતું નથી. ]

વ (હસવું છૂપાવી, અજાણ થઇ) લક્ષ્મીભાભી, તમારાં લગ્ન કયા મહિનામાં ગયાં ?–કેટલા મહિના થયા ?

જ (શાન્ત સ્વરે) તમને ખબર હશે. ગઇ મહા શુદ પાંચમે.

વ ત્યારે તો વસંતપંચમીએ કહો ને ? (અજાયબ આંખે) ઓહો ! ચારેક માસ ચાલ્યા ગયા; ખરૂં ?

હં (ન સહેવાતાં) તે:..બ્હેન, તમે અમને ગાંડાં ગણો છો કે શું ? જે જાણો છો એ પૂછ્યા કરવાનું કાંઇ કારણ ?

વ (જયલક્ષ્મીને જોતાં) ગાંડી તો હું પોતે થઇ છું. (હંસલના ખભાથી તે જયલક્ષ્મીના ખભા સુધી કમાન સાંધી) તમને જોઇને.

[ રોષ વધી પડતાં એક ચોપાનિયું ઉચકી, હંસલ

ચિત્રો જોતો પાનાં ફેરવે છે. ]

વ (હંસલ ભણી નજર ચીંધી) સાહેબને વાંચવા દો. આપણે વાતોએ વળગીએ. આપણી વાતોમાં એ શું ઝાઝું જાણે ?

[ જયલક્ષ્મી ન જાણે તેમ હંસલ ને વનવેલીની આંખો મળે છે ને ઢળે છે. ]

જ ખરૂં કહ્યું. એમને વાંચવાનો અનહદ શોખ છે. હું આવી એ વાતમાં તો બે બે વાગ્યા સુધીના ઉજાગરા તાણતા. મને ઉંઘ આવી જાય પણ એમની તો આંખ સરખી ન ઘેરાય !

હં (ચોપાનિયામાંથી ડોકિયું કાઢી) વનવેલીબહેન, એ સાચી હકિકત છે.

[ હંસલ ચોપાનિયામાં વળી મોં ઢાંકી દે છે. ]

જ ત્યારે એમને પરીક્ષા ચાલતી હતી.

[ વનવેલી-હંસલ પર નજર કરે છે. હંસલ વાંચવામાં મશગુલ રહેવાનો ઢોંગ ચાલુ રાખે છે. ]

વ (અપ્રિય સત્ય પૂરતી તૈયારી પછી) એ પરીક્ષાનું પરીણામ પણ આજે આવી ગયું.

જ (આતુર હૃદયે) હેં; પાસ થઇ ગયા ? એમ થાય એટલા સારૂ તો માતાને મેં બે નાળિયેર માન્યાં છે.

[ હંસલ મોં પર ચોપાનિયું ઢાંકી દે છે. ]

વ (દયાની નરમાશથી) લક્ષ્મીભાભી, આજ તમને મારા

હંસલભાઇ કંઇ ઢીલા નથી લાગતા?

જ (ગભરાતી) હું તો રોજ એમને આવા જોઉં છું. ને મનમાં બળું છું.

વ તમારી ભૂલ થતી હશે. એમના જેવો નવનવા તડાકાનો બોલકણો રસિયો મેં બીજો સાંભળ્યો નથી. એવી અચ્છી જીભ કે જાણે ઝીલ્યાજ કરીએ. (જરા વાર રહી) આજજ આમ છે. એથી અહિં લગી હું મૂકવા આવી.

જ (ફાળ પડતાં) ત્યારે શું એ નાપાસ થયા?

[ હંસલ ચોપાનિયું અફાળે છે. વનવેલી સ્તબ્ધ બને છે. ]

જ (કકળતાં) એમ શેણે થયું?

હં (નઠોર નાલાયકીથી) કેમ કે ભણવું એ જણવા જેટલું સહેલું નથી–સસ્તું નથી જ.

વ (હથેલીમાં અંગુઠો ઘસતાં) મારા માન્યામાં નથી આવતું. એથી સહેલું કશું ન હોય તો એથી અઘરૂં પણ કશું છે જ નહિં. એ જ સૌથી સસ્તું લાગતું હોય તો, માગ્યાં મૂલે પણ, એ નથી મળતું તો નથી જ મેળવાતું.

[ હંસલ ઠંડો થઇ જાય છે. ]

વ ભાભી, દૂર શું કામ જવું? તમને પરણ્યાં જેટલા માસ થયા એટલાં મને વરસ વીત્યાં છે. તોય તમે તે તમે ને હું એ હું!

હં (ઉશ્કેરાઇ) લક્ષ્મી, એ ગપ છે. તમે બેઉ સામાન્ય

શરતમાં ધખ્યે જાઓ છો. કોણ આગળ આવે છે...

[ઉધરસ ઉપડતાં ગળા પર હાથ ફેરવતો હંસલ ઓરડા બહાર ચાલ્યો જાય છે.]

વ (હળવા અવાજે) બાપુ, હું તો અડધેથી રહી ગઇ છું. શું કરીએ? રોજ ને રોજ પાણી પેઠે દવા પીવી પડતી હોય ત્યાં બીજું શું બને?

[જયલક્ષ્મીને સાંભળવામાં રસ પડે છે.]

વ (ગંભીરતા ઘટાડી) સ્વાર્થનું સુખ બાજુએ મૂકીએ-મૂકાવું મહા મુશ્કેલ છે—તો એક રીતે થયું એમ જ થવું જોઇએ. સંતતિ એ આવશ્યક સંપત્તિ છે. પણ એ નિર્માલ્યં ન હોય તો જ ને ત્યારે જ.

[મોં લૂછતો હંસલ પાછો પ્રવેશ કરે છે.]

હં લક્ષ્મી, કોઈ બેસવા આવે ત્યારે એની સરભરા કરવાની હોય. એકલી વાતો કર્યે કશું ન વળે. (ઇશારત કરી) જાઓ જોઉં.

[જયલક્ષ્મી ઉભી થઇ જવા માંડે છે. વળી બારણા વચ્ચે રોકાય છે.]

હં (કને જઇ, જયલક્ષ્મીને) ન સમજી? ફક્કડ ચા. ગરમ પૂરી...

જ (હંસલને) એ તો હું સમજી.

હં ત્યારે કંઇ વનબહેન સાથે બાકી રહ્યું છે?

જ ના. (યાદ લાવી) પણ તમને કોઈ મળવા આવ્યું હતું.

હું ક્યારે ?—કોણ હતું ?

જ પાંચેક થયા હશે. હું એમને ઓળખતી નથી. મારી જેમ બીને વાન હતાં.

હું ( ગુસ્સો કરી ) ભલા માણસ, નામ તો પૂછવું હતું ? ગોપાલ પણ બીને વાન છે !

જ ( બીતી ) મનને એમ થયું કે અજાણ્યાનું મારે નામ જાણીને શું કામ ?

હું પણ...

વ ( રોકી રાખી ) લક્ષ્મીબહેન, નામ તો ખુશીથી પૂછાય. એમાં શું ? ( શીખામણ દેતી ) જયારે આવો ત્યારે આવી રીતભાત બધી ભૂલતાં આવજો. સમજ્યાં ને ?

જ ( હંસલ સામે જોતી ) પણ એ ફરી મળવા આવવાના છે.

હું ( તોછડાઈથી ) બહુ સારૂં. હવે કરવાનું કહ્યું એ કરો.

[ જયલક્ષ્મી જાય છે. ]

હું ( કંટાળેલા ચહેરે ) હું નહોતો કહેતો ?

વ ( સંમતિ ભાવે ) કહેતા હતા. તો એટલું અવશ્ય માનજો કે બ્લાઉઝ ને પેટીકોટની ગરમી નીચેથી આવું ચોળી-ઢાંકયું શીતલ હૃદય મળવું અસંભવિત છે. (આંખો ઉછાળી) અમારા રંગ ન્યારા છે ! ખરડાય એને ખબર પડે !

[ એક પાકીટ લઇ બીજે બારણેથી ગોપાલ દાખલ થાય છે. ]

હું કેમ ગોપાલ ?

ગો સાહેબ, કોઇ આવ્યું છે.

[ ગોપાલ હંસલને પાકીટ આપે છે. ફોડીને હંસલ ઉપર ઉપરથી વાંચી જાય છે. ]

હં ( તિરસ્કારથી હસી, વનવેલીને કાગળ સોંપતાં ) વાંચો. હમણાં આ શહેરનું કારભારૂં મને સોંપાયું લાગે છે!

[ વનવેલી વાંચતી હોય છે. ]

હં ( ગોપાલને ) જા; કહે કે......

વ ( કાગળ બતાવતી ) આ સહી શી છે ?

હં ( ધ્યાનથી વાંચી, ઉકેલ્યા પછી ) He begs to remain, my most obedient servant, S. S. Mehta.

[ વનવેલી મનમાં ઉતારે છે. ]

હં ( ગમ્મત જેમ ) અક્ષર એટલા ગરબડિયા છે કે રાખતાં પહેલાં ગમે તેવો જણ વિચાર કરે. હશે કોઇ !

વ ( આડી નજરે ) ખરૂં છે.

હં ગોપાલ, એને અહિં મોકલ.

[ ગોપાલ જાય છે. ]

વ ને હું ભાભીસાહેબની મહેલાત જોઇ આવું.

[ વનવેલી જાય છે. હંસલ અરજીને આડો અવળી વાંચે છે ને વાળે છે. સુભદ્ર આવે છે. જરા નીચે વળી હંસલને સલામ ભરે છે. ]

હં આવો.

સુ જી, સાહેબ.

હું મિસ્તર, હું ઘણો જ દિલગીર છું કે મારા પાસ એક પણ જગા ખાલી નથી. જો તમે વહેલા આવ્યા હોત તો જરૂર જ કાંઈ કરત. સાલો જમાનો એવો આવ્યો છે કે બધે કાપકૂપની છરી કત્લ કરી રહી છે!

[ આશાભંગ સુભદ્રનો રંગ ધટ્ટ થાય છે. ]

હું વારૂ; હું ધારૂં તોયે મારાથી હાલ તુરત માટે કશું થાય એમ નથી. કંઈ થશે એમ લાગશે તો તમને કહેવરાવીશ.

[ સુભદ્ર હતાશ ઉભો રહે છે. ]

હું ઠીક; આવજો. મને માફ કરજો.

[ સુભદ્ર જાય છે. ]

હું ( કંટાળામાં ) લપ ગઇ.

[ ધબ કરતી વનવેલી પ્રવેશે છે. ]

વ હંસલ, ગયું એને જોઈ લેજો. એ મૂર્તિ મારી છે. પથ્થરની તોયે પૂજવાની!

હું ( સહજ કૂદી ) અરે! એમ છે? ગોપાલ! ગોપાલ!

[ ચાની ટ્રે સાથે ગોપાલ દાખલ થાય છે. ]

હું ગોપાલ, પેલા હમણાં અહિંથી ગયા એમને પાછા બોલાવ. આટલામાં જ હશે.

વ ગોપાલ, બોલાવજે ખરો. પણ બહાર બેસારજે.

[ ગોપાલ જલ્દી જાય છે. ]

વ હંસલ, આજ કંઈ ઓછા અકસ્માત થાય છે?

[ પુરીની તાસક લઇ જયલક્ષ્મી આવે છે.

ત્રણે વચલા ગોળ ટેબલ આસપાસ ગોઠવાય છે.]

હું (એક પુરી ઉપાડી) ત્યારે ખલાસ કરવા માંડો.

[વનવેલી ચાનો કપ ઉચકે છે. જયલક્ષ્મી ચા રકાબીમાં કાઢે છે. હંસલનું મગજ ફાટ ફાટ થાય છે.]

વ (એ જાણી જતાં) હંસલભાઇ, તમને પુરી ભાવે છે? મને તો બીસકીટ ગજબનાં ગમે છે!

હું મને અગાઉ એની લગની લાગી હતી.

[હંસલ જયલક્ષ્મીપર ઝેરી નજર નાંખે છે.]

વ (ધ્યાન ખેંચતી) ત્યારે પછી વૈરાગ્ય ક્યારથી વળગ્યો?

હું (સગર્વ) એક દાક્તરની સલાહસૂચનાથી. જંતુશાસ્ત્રના એઓ અઠંગ અભ્યાસી છે. એમનો અભિપ્રાય છે કે ગમે તેવા અકબંધ ડબ્બાના ઉત્તમ બીસકીટમાં પણ હજ્જારો જીવજંતુઓ જામ્યાં જ હોય છે!

[ડોળથી એક પુરી લઇ વનવેલી એને ફેરવી ફેરવીને જોવા લાગે છે.]

વ (એ પુરી ધરી) લ્યો, ભાભીજી. (લહેર આવતાં) રાંધનાર ભૂખ્યું રહે તો પૃથ્વી રસાતાળ જાય!

જ મારે આજ અગિયારશ છે.

હું (અવનવ ચાળા કરી) ને જાણે અમારે એને બારશ હશે!

વ (ગંભીર રહી) ના; આપણે તો આજ તેવીસમી મે છે!

[ચાના કપ ને પુરીની તાસક ખાલી થાય છે.]

હું ગોપાલ!

[ગોપાલ આવે છે.]

હું પાણી લાવ. ( ચાના કપ દેખાડી ) પૂરૂં થાય એટલે બધું લઇ જવાનું પણ મારે સંભારી આપવાનું ?

[ મુંગે મોં ગોપાળ બધું ઉચકી જાય છે. વનવેલીનો અણગમો વધતો ચાલે છે. ગોપાલ પાણી લાવે છે. હંસલ પરસાળમાં હાથ ધોઇ આવે છે. ]

હું ( તોછડાઇથી ગોપાલને ) નેપકીન ક્યાં છે ? કહીએ એટલું જ કરવાનું ?

[ ગોપાલ નેપકીન લાવી આપે છે. એક બાદશાહના ભપકાથી એ હાથ લૂવે છે. ]

હું ( એ જ અવાજે ) હવે આમના હાથ ધોવરાવ. ત્રણે કપ મેં એકલે નહોતા ઢીંચ્યા !

[ વનવેલીનું મન ઉંચું થયું હોય છે. ]

વ ના; ગોપાલ. અમે અંદર જઇએ છીએ.

[ હંસલ ગુમાનમાં ઉંચું ડોકું કરે છે. ]

વ ( તો પણ ) ચાલો, ભાભી. તમારો રાજ્યવહીવટ કેવોક છે ?

[ વનવેલી આગળ ચાલવા લાગે છે. જયલક્ષ્મી પાછળ અનુસરે છે. ]

હું ( ઉભો થતો ) ને હું ય આવું.

વ ( પાછી ફરી ) ના; કામ નથી.

[ હંસલ ટેબલપર મુઠી પછાડે છે. ]

વ એટલે એમ કે એથી વધારે ઉપયોગી કાર્ય તમારે અહિં બેઠાં ઉકેલવાનું છે.

હું ( હસી જતાં ) અરે ! હા.

[ વનવેલી ને જયલક્ષ્મી જાય છે. ]

હું ગોપાલ, પેલા ભાઇને અહિં આવવા દે.

[ ગોપાલ જાય. છે. ]

હું (મનમાં) વન તો વનશ્રી છે!

[ સુભદ્ર આવે છે. એની આવવાની ઢબમાં ય આશાના અંકુર ફૂટયા જણાય છે. ]

હું (ખુરસી બતાવતો) બેસો.

[ ડર ખાતો સુભદ્ર બેસવાની હામ ભીડે છે. ]

હું ભાઇ, આ હજુ જુવાની તો ફૂટવાનો વિચાર ચલાવે છે ત્યાં જંજાળ માટે જાતે કાં દોડધામ કરો છો?–વળી ન ફાવો ત્યારે નિરૂત્સાહનું કાંઈ કારણ? નથી જકડાયા ત્યાં લગી જ ઉન્નતિની આશા છે. જે દિવસ તમારે મન તમે વિજયમાળની સુવાસ મ્હાણતા હશો ત્યારે કદાચ એ કબરપરનાં ફૂલોમાંથી ઉડીને આવતી હશે તો પણ કોને ખબર?!

[ સુભદ્ર સન્માનથી સાંભળે છે. ]

હું તમારા જેવો જુવાન તો એક ઠોકરે પાણીમાંથી પૈસા પેદા કરે–રમતારામ જેમ રઝળે તોય સવારસાંજ ખપ-જોગા અન્નમાંથી એ ન જાય. પાઇ વગર પૃથ્વીનાં પર્યટનને ઉપડનારાનો ગુજારો કેવળ હવા ને પાણીથી તો નહિ જ થતો હોય ને?

સુ સાહેબ, સૌની સ્થિતિ એક સરખી...

હું નથી હોતી–હોવી જ ન જોઇએ ને? એમ થશે એ પહેલાં તો દુનિયાને દીવાળું ફૂંકવા વારો આવશે.

[ સુભદ્રને ચકની ભાત જોવા વારો આવે છે. ]

હું કેમ; મારૂં કહેવું ખોટું લાગતું હોય તો મને પાછું સોંપો.

સુ ખોટું કેમ કહેવાય?

હું કેમ ન કહેવાય? મનુષ્ય સર્વ સ્થળે સાચ્ચો હોત તો પછી પરમેશ્વરને પામર પ્રાણી લેખે ખપવું પડત.

સુ ( આસ્તેથી ઉંચું જોતો ) મારી દશા કફોડી છે. આપ માનો છો એવો હું એકલવાયો નથી.

હું ( ખડખડ હસી ) ઓહો! એમ કે? સ્ત્રીની બલા વહોરી છે શું?

સુ ( અજાયબીથી, મનમાં ) ખરેખાત એમ છે. ( અચકાતો, પ્રકાશ ) સાહેબ, એક સાધારણ વાત કહું તો...

હું હું અવશ્ય સાંભળીશ.

સુ બીના એમ છે કે મારે મારૂં ને મારી સ્ત્રીનું જ ભરણ પોષવાનું નથી.

હું ( ખુરસીમાં પાછાં પડી ) હેં; શું સ્ત્રી ઉપરાંત બાલબચ્ચાં...

સુ ( જરા અક્કડ થઇ ) ના.

હું ત્યારે? તમારી હકિકત અસાધારણ થતી જાય છે!

સુ ( સાહસ જેમ ) મારી મોટી મહોંકાણ એ છે કે એક શ્રીમંતની છોકરીનો હું હક્કદાર ધણી છું. એટલે એ શ્રીમંતાઇની તૃપ્તિ અંગે પણ...

હં (ખુરસી આગળ લઇ) તમે ભૂલ કરો છો. (સહૃદય સલાહ જેમ) તમારી સ્ત્રીનો ધર્મ છે કે એ તમારા જેવી થાય. કોઇ પત્નીને હું એવી નથી કલ્પી શકતો કે જે પતિને પોતા જેવો થવા ફરમાન ફેંકતી હોય. (હેત વેરતાં) હં; મિસ્તર મહેતા, હં; તમારૂં નામ શું?

સુ સુભદ્ર.

હં હં; ભાઇ સુભદ્ર, તમે કહો છો એ સાચું કહો છો?

સુ (ધીમે) તમે જાણતા હશો. રાવસાહેબ શ્રીપ્રસાદને કોણ નથી જાણતું?

હં સારૂં શહેર ઓળખે છે. (થોડી વાર અટકી, હસવાના ડોળ પછી) કાસમનો ટીપુ પણ એમને ઓળખે! પણ સુભદ્ર, અત્યારે એનું શું?

સુ *એનું એ કે એમની પુત્રીનો હું...

હં (સજ્જડ દંભ સાથે) શું તમે પેલી ઉદ્ધત છોકરીના– શું એનું નામ?–વનલતા?–ના; વનલતા અગર એવું જ કંઈ હતું–હા; વનવેલી–સુભદ્ર, પહેલાં રાવસાહેબ એ શયતાનને કોઇ કોઇ મેળાવડામાં લાવતા ખરા! (નાની ઉધરસ ખાઇ) વારૂ; તમે એકબીજાને પાને પડ્યાં છો?

[સુભદ્ર શરમ અંગે મૌન રહે છે.]

હં કાળ કંઇ ઉભો રહે છે? તે ટાણે એ છેક બચ્ચું લાગતી: હવે તો કોણ જાણે કેવડીય વધી હશે!

[સુભદ્ર પોતાના હોઠપર હાથ દાબે છે. ને નીચું

જોઇ રહે છે. ]

દ. તમે એવી રીતે આવ્યા છો કે મારાથી ના નથી પડાતી. તમે આવ્યા કે તુરત તમને પાછા વાળ્યા હતા તેનું કારણ એટલું કે તમારામાં કેટલી સહનશક્તિ; કેટલું સાહસ; કેટલી સેવાભાવના છે; એ મારે માપી લેવું જોઇએ ને?

સુ. સાચું, સાહેબ.

દ. પછી મને એક વાત સાંભરે છે. તમને રાવસાહેબ જ કેમ ક્યાંઈ ઠેકાણે ન પાડે?

[ સુભદ્રનું અંગ કડવાશથી ધ્રૂજી જાય છે. ]

સુ. એ પૂછવા જેવું નથી. અમારી નાતમાં વિધવાવિવાહ થતા હોત તો ક્યારનો એમણે ઠેકાણે પાડ્યો હોત !

[ એક સાદા સુતરાઉ રૂમાલમાં સુભદ્ર પોતાની આંખો ઢાળી દે છે. ]

દ. ( પશ્ચાતાપ દેખાડતો ) સુભદ્ર, એમ ન કરીએ. જો; સૌ સારાં વાનાં થઈ રહેશે. ચાકરી ( અભિમાનથી ) હું તમને અપાવીશ. આજકાલમાં મને મળી જજો. હું જોઇ રાખીશ. ( કાંડાની ઘડિયાળ જોઈ ) માણસને માથે દુઃખ વરસે એ ખરાબ છે. પણ વરસે એટલે સાથોસાથ આંસુ વરસાવવાં એ ખરાબથી ખરાબ છે. એવે વખતે તો પુરૂષમાંથી પૌરૂષનો એવો ભડકો ભડભડવો જોઇએ કે એમાં જે જે પડે તેને હજમ કરે.

[ સુભદ્રના અંતરમાં આશાના અંકુર વળી જન્મે છે. ]

હં (ચેઈનની કારીગરી જોતો) તો...આવજે. બીજું કશું કહેવાનું છે?

સુ (ખુરસી પરથી ઉભો થઇ) ના રે, સાહેબ.

હં (કોટ ઉતારી, ગળે આળસ મરડતો) વારૂ; વળી આવજે.

[ સલામ નમી, સુભદ્ર ચાલવા લાગે છે. એક ખુરસીપર હંસનો રૂમાલ જોતાં ચમકે છે. એક સેકન્ડભર સ્થંભી જાય છે. હંસલ એ આયના મારફત જૂએ છે. એના હોઠપર ગુમાનનું હાસ્ય આવી જાય છે. ]

સુ (બારણા તરફ જતાં, મનમાં) આ અહિં ક્યાંથી?

[ હાંફળીફાંફળી જયલક્ષ્મી ધસી આવે છે. ]

જ (બરાડી ઉઠી) ગજબ! અકસ્માત!

[ હંસલ ઝપાટાબંધ જયલક્ષ્મી તરફ ફરે છે. ]

સુ (બારણા બહાર જતાં, મનમાં) તવંગરને ત્યાં જન્મવું કે જીવવું એ ય તે ગજબ અકસ્માત છે ને?

જ (ઉંચે શ્વાસે) ચાલો; ચાલો. મને પ્રાઇમસ શીખવવા જતાં વનબા...

હં (સખ્ત ગરમીથી) તને અહિં કોણે બોલાવી? તારૂં કામ કર.

[ સુભદ્રનો પગ પાછો પડે છે. જયલક્ષ્મી ડરી જાય છે. ]

હું (સુભદ્રને દેખી, બળીઝળી) સુભદ્ર, તમે નથી ગયા

[આશાને શંકા વચ્ચે ઝોલાં ખાતો સુભદ્ર સ્વા
થાય છે. બાંય ચડાવી, સિંહ શી છલંગ મારી
જયલક્ષ્મીનો હાથ પકડી, હંસલ અંદર ઉછળે
ઓરડામાં આતશબાજી પછીના અંધકાર સમે
સ્મશાનસૂનકાર વ્યાપે છે.]

અંક ૨ ચિત્ર ૧

સ્થળ: ઓરડો

સમય: સવાર, જુન ૩૦, ૧૯૨૬

[ એક ખૂણામાં પથારી પાથરેલી છે. એની ઉપરની બારીમાં દવાની બેત્રણ બાટલીઓ ને એકાદ ડબ્બી હારબંધ ગોઠવેલી છે. થોડી સાદી વસ્તુઓ ઘર શણગારવાનો યત્ન જણાઇ આવે છે.

ફીફી કૃચ વનવેલી કપડાની આરામખુરસીમાં લોથ જેવી જણાતી પડી છે. એની આંખે પાટો છે. એનાપર હળવો હાથ ફેરવતી, એ હૃદયના ઉલ્લાસથી ગાતી હોય છે. ]

વ જમનાને તીર નીર ભરવા હું ગઇતી,
માારગડે વીર એક મળિયો;
કે મારી અણજાણી ઓળખાણ રે!

માંડી આછેરી મીટ ર્‌હેતી હું નીરખી,
નયનો નચાવે રંગરસિયો;
કે દીઠી અણદીઠી ઓળખાણ રે!

( ખુરસીમાં સહેજ ઉંચાં થઈ, હસી ) હશે ! કાન સાંભળ્યું નસાંભળ્યું કરે છે એમ આંખ દીઠું અદીઠું ય કરતી હશે !

ઉરમાં તુફાન કંઈક જાગ્યું, હું ઘેલી,
સામેથી મન્દ મન્દ હસિયો;
કે ખીલી અધઉઘડી ઓળખાણ રે!

નિરજન કાંઠડે ભોળી હું ન્હાવરી,
ભાગીને એહ છેક ધસિયો;
કે ઘેલી ઉરઉઘડી ઓળખાણ રે !

( ખુરસીમાંથી ઉભાં થઈ જઈ ) વાહ્ ! જૂના જમાનાનાં માણસો શું એટલાં બધાં નવરાં રહેતાં કે જ્યારે ત્યારે આ મુશાબતમાં સપડાઈ જતાં ? ( ખુરસીમાં પાછી પડી ) અત્યારે એવા ધંધામાં ગુંથાવાની નવરાશ કોને છે ?

કાંટો વાગ્યો એક, બીતી હું નમતી,

( પોતાના દુઃખને તદ્દન ભૂલી હોય એમ ખડખડ હસી) જાણે રસ્તામાં થોર ને બાવળ સિવાય કશું ઉગવા દેવામાં નહિં આવતું હોય ! ( પોતાને તાળી દેતી ) હંસલ, આ રાસ તને રદ્દી લાગે છે ?

કાંટો વાગ્યો એક, બીતી હું નમતી,
પાયે આવીને મૂક વસિયો;
કે મીઠી મનગમતી ઓળખાણ રે !
ભાનભૂલી જઈ ખોળે હું ઢળતી,
(દિલમાં તાલાવેલી જાગતાં) શું કામ ભાન ન ભૂલે ?
–શું કામ ખોળે ન ઢળે ?
એવા અબોલડામાં ફસિયો;
(રંગથી હથેળી ઉછાળી) કોણ ન ફસે ?
કે જામી જગજૂની ઓળ ...

સુ (દાખલ થતાં વેંત) લોઢાના ચણા ક્યાં લગી ચવરાવવા ધાર્યા છે ?

વ (મનમાં) કેટલાંક ઢોર માણસ જેવાં હોય છે !

સુ (ફૂંફાડા ફેંકતો) મુંગી કેમ થઈ ગઈ ? ગાનાં તો ગળું સત્તર માઇલ લંબાવાય છે !

વ (ટાઢકથી) તમારા આગળ સાવ સાચું બોલવાનું મેં વ્રત લીધું છે. એટલે જે વિચાર મનમાં આવ્યો હતો તે જ જણાવીશ. (વચલી આંગળીપર ગાલ ટેકવી) અંગ્રેજી ચોથીમાં હું હતી ત્યારે અમને એક અઘરો સવાલ પૂછવામાં આવ્યો હતો—કે ઘોડો ને કૂતરો, એમાં વધુ વફાદાર પ્રાણી કયું ? (આંગળાં ગળે લઇ જઇ) કોણ જાણે કેમ; મને આજ એ સાંભરી આવ્યું !

[ સુભદ્રનો ક્રોધ માતો નથી ]

સુ પણ વધુમાં વધુ બેવફા બિલાડી છે. રસોડામાં રહેવા દ્યો, ખરે વખતે ખાવા ચાનકી નીરો; તો ય એની આંખે દૂધ પડ્યું તો એ જતું નહિં કરવાની! ઘરનાં ધણીનું એ એમ નખ્ખોદ વાળવાની!

[ વનવેલી પોતાપર પડેલો ઘા સમજે છે ને સહી લે છે. સહજ સંયમથી વિચારતાં એને પ્રતિઘા કરવાની હોંશ થાય છે. ]

વ બિલ્લીના પરોપકાર અથાગ છે. એને ઓળખવાની કોઇમાં બુદ્ધિ હોતી નથી એ બાપડીનું કમભાગ્ય છે!

સુ ( આંખોમાં ઝેર લાવી ) એટલે? શું ફરમાવ્યું?

વ ( નરમાશથી ) ફરમાન કેવું? માત્ર એ મારો નમ્ર અભિપ્રાય હતો—ને હજુ છે.

સુ વારૂ. એ સાચો છે એની ખાત્રિ છે?

વ જરૂર. જે વિચાર પાછળ કારણુ ન હોય તે માન્યતા કહેવાય: પૂરાવા પછી જે મત બંધાય એનું નામ અભિપ્રાય.

સુ ( આખું અંગ હલાવી ) અભિપ્રાય કોને કહેવાય; એ ક્યાંઇ પ્રદર્શનમાં મૂકવા જેવી પુતળી છે કે કેમ; વગેરે મેં પૂછ્યું જ નથી. ( વક્રભાવથી ) લેવી હોય તો એટલી તસ્દી લ્યો કે મીની માશી પરોપકારી કયા કાયદાએ?

વ ( લમણે હાથ ફેરવી ) કાયદાનું કામ પણ નથી. ( ગાલ ઢાંકતી વાળની ચાંચને કપાળે ચડાવતી ) કહેવાય છે કે

પરમાત્માએ એ પ્રાણીને પેદા ન કર્યું હોત તો ઘર દીઠ પ્લેગનાં દર્દીના ખાટલા હોત. અરે! જળ, વાયુ, પૃથ્વી, તેજ ને આકાશના પંચ મહાભૂત માફક પ્લેગ છઠ્ઠું મહાન ભૂત ગણાત! (બેબાકળી બની હોય તેમ) ને તો તો બ્રહ્માંડ ક્યારનું યે ખતમ થઇ ગયું હોત! (અંધ આંખો હથેલીમાં દાબી) જોઇ ન જાય એવી, કેવી કપરી કલ્પના છે?

હું (કશા ફેરફાર વિના) વસુધાની વાત જવા દો. દરેક પોતાના નળિયાં સાચવશે તો પૃથ્વી આપોઆપ સલામત રહેશે.

[ વનવેલીને ચૂપ રહેવાનું પસંદ પડે છે. ]

સુ (એથી તાડૂકી ઉઠી) તારા મનમાં તું શું સમજે છે? દસ સુધી પથારી પડી છે! સંકેલતાં ભાલા ભોંકાતા હશે! શાહુકારની દીકરી!

[ ઘડિયાળમાં સાડા નવ વાગે છે. ]

વ (મનમાં) ને ભિખારાની બૈરી!

સુ (અજાયબીઓ ગણાવતો) આંખેથી પાટા છોડયા નથી! ટીપાં શીશીમાં ઉંઘતાં હશે! દરકાર રાખે ને રખે ઉતાવળે સાજાં થવાય તો વળી કામે ચડવું પડે ને?! ઠી...ક છે! મારા હાથનું ગળચતાં લાજ નથી આવતી? વૈતરૂં કેટલું કરાવશો?

વ (જાળવી જઈ) દાક્તર ચૂલા આગળ જવાની (હથેલી-

માં આંગળાં ઘસી ) ઘસીને ના પાડે એ મારો દોષ ? ( સહેજ ચૂપકીદી પછી નમ્રતાથી ) તમારૂં ખાવા તો હું (સુભદ્ર સામે વિનતિથી હાથ હલાવી) તમારી થઈ છું.

સુ હાઆ......

વ કામનું જેને આળસ હોય એને માંદગીની લગની લાગે ખરી ? (ગરીબ હાવભાવથી) મારી આંખમાં મારાથી ટીપાં નંખાતાં હોત તો કોઇની પૂછ્યા વાટ રાખું એવી હું નથી.–ને પાટો તો છોડવાની રજા મળે ત્યાં સુધી વીંટેલો જ રાખવાનો છે ને ?

સુ (તુરત) ના; નહિં. તારાં આ કારસ્તાન છે. એમ હું નહિં ફોસલાઉં. મને છેતરવા તારે એક નવા અવતાર-ની જરૂર છે.

વ (મનમાં) ને તમે તો ચોરાશી જન્મારે આ મહામાયાને કળી શકવાના નથી ! ( ધીરેથી, પ્રકાશ ) તમારે એકલું ગુસ્સે થયા કરવું છે ? દયા દેખાડવા જેવી હું નથી લાગતી ? તમારો આશ્વાસનનો એક શબ્દ મને શી શી હુંફ આપે; એ કયા શબ્દોએ સમજાવું ?

[ પાટામાંથી આંસુનું એક ટીપું બહાર સર્યું હોય એમ વનવેલી સાડલાનો છેડો ત્યાં ફેરવે છે. આથી કરીને સુભદ્ર ઉશ્કેરાય છે ]

સુ એક તો ધાર્યું કરવું: ને સામેથી મુશ્કેલીમાં મૂકવા !

વ ( પાસો નિષ્ફળ જતાં, સંયમ હારી ) મેં તમને એવી

શી મુશ્કેલીમાં મૂક્યા કે તમે જે તે બોલ્યા કરો છો? અમે ય માણસ છીએ.

[ વનવેલી ખુરસીમાં આડી ફરે છે. ]

સુ (ટેબલપર મૂકેલી ઝોળી, જમીનપર પછાડી) આ તારો બાપ બધું કરવાનો છે? બફાશે ક્યારે: સમારશે ક્યારે; ચડશે ક્યારે?—ને ઑપીસે ક્યારે...

[ શાક ચારે કોર વેરાય છે. બેચાર બટાટાં વનવેલીના પગ સાથે અફળાય છે. ]

વ (ખુરસીમાંથી દાંત પીસતી ઉભી થઇ, વાઘણ જેમ વીફરી) ખબડદાર! મારા બાપુનું નામ લીધું તો તમારી વાત તમે જાણ્યા. એમણે તમારૂં શું લુંટી લીધું છે? ઉલ્ટું, હું જેવી હુંને દયાદાનમાં દીધી છે!

[ સુભદ્રના મનમાં જરાક બીક પેઠી હોય છે. ]

સુ (પૂછડું પકડી રાખી) ને બાકીના જાણે દીકરીને ઘરમાં ગોંધતા હશે!

[ કોઇ અજાણ્યાને આવેલું જોતાં સુભદ્ર એ કોર ફરે છે. ]

વ (પગલાં સાંભળીતાં) કોણ એ?

જ હું—જયલક્ષ્મી.

વ (ખુરસીમાંથી દોડી) આવો; બહેન, આવો. બહુ દિવસે આવ્યાં!

[ વનવેલી જયલક્ષ્મીને ભેટે છે: ને ખભે માથું ઢાળી દે છે. સુભદ્ર પીગળે છે. ]

સુ (ગુસ્સો જતો કરી) આ બહેન કોણ છે?

વ (અભિમાન લેતી હોય તેમ) મારી બહેન છે. જાણે એક માની જણી!–એક દૂધની ઉછરેલી! (જયલક્ષ્મીનો હાથ પંપાળી) કેમ; બહેન, કેમ છો?

સુ (અવાજ બદલી) ત્યારે હું ઓફીસે જઇશ.

વ હં; જશો? એમ ને એમ જશો?

સુ (મનમાં) કેવી કલાબાજ છે? મારા વિના કોઇ બીજો મળ્યો હોત તો એને રઝળતો કરી મૂકત! (ગૌરવથી) પણ પ્રભુ શેરપર સવાશેર લાદવાનું ચૂકે એમ નથી! (પ્રકાશ) ત્યારે હું જઈશ.

વ ને આવશો ક્યારે?

હું (હોઠ પીસી, આગળ ડગલાં દેતો) રોજને વખતે.

વ તોય જરા વહેલાં છૂટાય એમ હોય તો...

જ (વનવેલીનો હાથ પકડી) વનબહેન, એ તો ઉપડી ગયા.

વ (રાજી થઇ) એમ ને? ચાલો; આરામથી પગ લંબાવાશે.

[ વનવેલી પોતાની આરામખુરસીમાં ગોઠવાય છે. જયલક્ષ્મી પાસેની ખુરસી ખેંચે છે. ]

વ (અધીરી થતી) પણ ભાભી, એક વાર આ પાટામાંથી છૂટી કરો. મારે તમને જોવાં છે.

જ (ઉભી થઈ, પાટાની ગાંઠ ઉખેળતી) કેટલી વાર જોશો? (હસતી રમતી) એક વાર જોયે નથી ધરાયાં?

વ ધીરપત ક્યાંથી વળે? એને એક મહિના જેટલો કાળ ચાલ્યો ગયો! તમે કેટલાંય ફરી ગયાં હશો!

[ જયલક્ષ્મી પાટો છોડી રહે છે ]

વ ( જયલક્ષ્મીનો હાથ ખેંચી, તાળી દેતી ) હું નહોતી કહેતી?

[ જાણતાં, જયલક્ષ્મી શરમાય છે. ]

વ એમ શીવાઇ શું જાઓ છો? કંઈક તો બોલો. કે... બોલવા જેવું હવે કશું રહ્યું નથી?

[ થોડીવાર મૌન ચાલે છે. બન્ને અન્યોન્યનાં કપડાંને જુએ છે, મનમાં વખાણે છે, દિલમાં વાંચે છે. ]

જ હું માફી માગવા આવી છું.

વ પણ હું કોઇને માફ કરતી નથી. ક્ષમા યાચવાની કમઅક્કલ કે બક્ષવાની કુબુદ્ધિ—બન્ને અસ્પૃશ્ય વિષયો છે!

જ ( મનમાં ) શું બોલી ગયાં; એ પણ ન સમજાયું!

વ બાકી છો તો ખુશીમાં ને?

જ ( અણગમાથી ) હા.

વ ને—( ઉલ્લાસમાં ) ત્યારે મન તો કંઈ કંઈ મોજે માગતું હશે!—મ્હાણો છો ખરાં કે? ( ચેતવણી જેમ ) જો, જો; ભૂલતાં. અત્યારે તમારૂં જેવું કહ્યું થશે એવું પછી કોઈ કાળે નહિં થાય. ભાભીના બોલ ને બ્રહ્માના અક્ષરમાં ભાઇને હાલ તુરત ઝાઝો તફાવત નહિં જણાતો હોય!

[ જયલક્ષ્મીની આંખમાં મધુર મદ ઘેરાય છે. છણકા જેમ હોઠ ફફડાવે છે. ]

વ તમને મારૂં બોલ્યું પસંદ નથી પડતું ? તો તમે બોલો. ( આડી ફરી ) ઘણી વાર માણસો પોતાને બહુ જ ભાવતી વાની માટે સૌથી વધુ આગ્રહ કરાવે છે. કાં તો ત્યારે જ એનો ખરેખરો સ્વાદ જામતો હશે !

[ જયલક્ષ્મી મુંઝાવા માંડે છે. ]

વ જયબ્હેન, સાચું કહેજો. કોઇ દિવસ નહિં ને આજ ઓચિંતાં ક્યાંથી ? ( નયન નચવી ) કારણ વિના નહિં પધાર્યાં હો એટલું હું સમજું છું.

જ કારણ એ કે...

વ ( વચ્ચે પડી ) હવે એકડે એકથી સમજી. ( વખાણ-જોગ હિંમતબાજીથી જયલક્ષ્મીના બસમાની ચમકતી કોર તપાસતી ) આ ખોળો...

જ ( કોર ઝુંટવી લઇ ) એવું કશું નથી.

વ ( ડોલતી ) આજ નહિં તો આવતી કાલ. સંસારનો આવ્યો પ્રસંગ ઉકેલ્યા વગર ચાલતું હશે ?

જ ( ઝાઝી વિમાસણ પછી ) તમારૂં જેવું, બજ્યું મને બોલતાંય નથી આવડતું !

વ તે ... બજ્યું ... તમને આવડે એવું બોલો. મારા હંસલ-ભાઇની બોલી આગળ બધાં હારી જાય એમ છે. એથી એમની જોડે સૌએ અબોલા લેવા એવો અર્થ નથી થતો !

જ ( થોડી તૈયારી પછી ) ત્યારે સાંભળો. મારા મનમાં એક વસવસો રહ્યા કરે છે—એ કે મારા પાપે તમે દાઝયાં !

( દુઃખી જેમ ) એનું પ્રાયશ્ચિત કેમ કર્યું થશે?–થાય તો ય હતી એવી આંખ તો ફરી નહિં થવાની ને ? (કરગરી જઇ) બ્હેન, ખરૂં છેઃ આવા ગુન્હાની માફી હોય નહિં.

વ (જયલક્ષ્મીને હેતથી પાસે લઇ, એક હાથે આકાશ દેખાડતી, નિખાલસ ભાવથી ) માફી આપનારો તો ઉપર ઉંચે આસને બેઠો છે. જગતમાં કોણ કોને માફ કરશે? સઘળાં વત્તેઓછે અંશે જગન્નાથને જવાબદાર છે. ( હાથ નીચો લાવી, જમીન દેખાડી ) અહિં અવતર્યા એ બીજા કયા કારણસર ?

[ આશ્વાસનથી સંતોષ પામેલી જયલક્ષ્મીમાં વનવેલી માટે સન્માન ઉપજે છે. એ કહી નાંખવાનો એને ઉમળકો આવે છે પણ એવું બોલતાં નહિં આવડે એ બીકે મૌન સાચવે છે ]

વ ( નવી વાત માંડતી હોય તેમ ) અને હંસલભાઇને અને તમારે હવે કેવું ચાલે છે?—કે કૂદવા માંડ્યું છે?

જ (ધીરા અવાજે) ચાલે છે એમ ચાલે છે. જ્યારે જુઓ ત્યારે ઉદાસ જણાવાના !

વ તમે એવા રહેવા શું કામ દો છો ?

જ ( છાતી વચાળે આંગળી રાખી ) હું રાખતી હઇશ ?

વ ( ભૂલ સુધારતી ) એમ નથી કહેવા માગતી. પણ એના જેવો આદમી એવો રહે એ આશ્ચર્ય છે! હાસ્ય જેનું હથિયાર છે એ પોતે રડે ખરો ?

[ જયલક્ષ્મીનું અંતર ઠરે છે. ]

વ (મનમાં) રડે પણ! (આ વિચારને હડસેલી, પ્રકાશ) હંસલ અમૂલ્ય છે. ગઈ શરદપૂનમની રાતે સ્નેહસંમેલનમાં એનો ગરબો ગવાતો હતો—મેં જાતે ઉપાડયો હતો—ત્યારે જાદુનો ભપકો જોવા જેવો હતો!

[ જયલક્ષ્મીમાં આગળ સાંભળવાની જિજ્ઞાસા જન્મે છે. ]

વ (ઉંચી છાતી કરી, ખુશમિજાજથી) પેલા છોકરાઓને તો થાય, પણ અમને છોકરીઓને ય એની ઇર્ષ્યા આવતી હતી!

[ જયલક્ષ્મી આંખ મીંચે છે ને જલ્દી ઉઘાડે છે. ]

વ એમાં વળી એક તરંગીને તો તમારી દયા ખાવા ફુરસદ મળી હતી!

જ (અજાણતાં) એમ?

વ (શીર ઝુકાવી) હા; એમ. ગરબો ખલાસ થતાં એ પૂછે કે હંસલની એવી ભાવના ઝીલવાની મીસીસ હંસલમાં તાકાત હશે ખરી?

[ 'મીસીસ' શબ્દથી મન પામતાં, જયલક્ષ્મીને બાકીની કડવાશનો ખ્યાલ નથી આવતો. હજુ કંઇ સાંભળવાની ઉત્કંઠાએ એ આતુર હૃદયે વનવેલીને કાગને ડોળે નીહાળે છે. આમ થતાં, જયલક્ષ્મીને ખોટું લાગ્યું હશે એવી ધાસ્તીથી વનવેલી વહેમાય છે. ]

વ એ તો એક નખરાળીનું પરાક્રમ હતું.

જ (ન સમજાતાં) હંઅ.

વ એ જ એ છોકરી કે જેણે હંસલ જેવો લફંગો કદી પણ પાસ કેમ થઇ શકે; એવો કોયડો એક કાળે અમારી સમક્ષ છેડ્યો હતો!

[જયલક્ષ્મીને ઠીક આનંદ મળ્યે જાય છે.]

વ (આખી વાતનું મહત્વ ઘટાડતી) અનેક એવાં ઉદારચરિત હોય છે કે જેને દુનિયા પોતાથી જ ચાલતી હોવાની ખાત્રિપૂર્વક શ્રદ્ધા ને ચોકસાઇપૂર્વક વિશ્વાસ હોય છે! આટલું ઓછું હોય તેમ, એમના આવશ્યક જન્મ પહેલાં એ કેમ ચાલી હશે એનું આશ્ચર્ય અને એમના અનિવાર્ય મરણ પછી કેમ ચાલશે એની ચિંતા એમને ગળે સતત વળગેલી હોય છે! (થોડી નિરાંત કરી) શું થાય? (તુચ્છકારથી ટૂકડો ફેંકતી હોય તેમ) એવા કાજે જૂદાં ગામ વસાવાતાં હશે?

[જયલક્ષ્મી ડોક વડે હાએહા ભણે છે.]

વ પણ ભાભી, સૌથી અદ્ભુત તો એ કે મારા ભાઇને રખડુ કહેનાર એ નાજુક નાર આ શહેરના બાળકોના રમતગમતના મેળવડાથી માંડીને વૃદ્ધોના અવસાનની શોકસભામાં ય હાજરી આપવાની કરકસર કરે છે એવું સાંભળ્યું છે!

[જયલક્ષ્મીને છીંક આવે છે.]

વ  તમને કંટાળો ચઢ્યો કાં ? મેં ઘણી નકામની માથાફોડ કરી! ( સાર તારવતી હોય એમ ) મૂળ મુદ્દે કહેવાનું પ્રયોજન એટલું કે હંસલ અજોડ છે.

[ જયલક્ષ્મી વનવેલીપર મીઠી મીટ માંડે છે. ]

વ  ( શબ્દો પાછા ખેંચતી ) ના, ના; સજોડ છે !

[ હોંશનું મૌન ચાલે છે. ]

વ  ( વાત બદલવાને બહાને ) પણ તમે એવા મેળાવડાના નાચરંગમાં કેમ ક્યાંઈ ડોકાતાં નથી ?

જ  ( નીચી નજરે ) આ શરીર શરમાવે છે.

વ  એ તે કંઈ કારણ કહેવાય ? મંગળાચરણમાંથી આમ ગભરાશો એ કામ કેમ આવશે ? ( ખોટી ઉધરસ પછી ) આંબાને ફળતાં વરસો વીતે: પણ પછી તો ફાલ્યા જ કરે !—અરે ! કાલ સવારે તમારા ફરતી લંગર જામશે !—એથી શું જીંદગીની લ્હાણો જતી કરશો ?

[ મોટરનું ભુંગળું સંભળાય છે. જયલક્ષ્મી ઉભી થાય છે. ]

જ  ત્યારે બહેન, રજા લઉં છું.

વ  ( અચંબો પામતી ) કેમ એકદમ ઉતાવળ આવી ? ( જમીનપર ખાંખાખોળ કરતી ) કાંઇ કરડયું કે શું ?

જ  ના. એ આવ્યા લાગે છે.

વ  ( આખો ઓરડો જોઈ વળી ) કાંઈ દિવ્યચક્ષુ રાખો છો કે શું ?

જ  હમણાં એમની મોટરનો અવાજ આવ્યો હતો.

[ ભુંગળું ફરી બેત્રણ વાર વાગે છે. ]

વ  ( અહંકાર આવતાં, મનમાં ) તે અહિં આવવાની એણે બાધા લીધી હશે ! હવે તો એ મોટો માણસ થયો છે ને?

[ જયલક્ષ્મી ખસી નથી શકતી. ભુંગળું વળી વાગે છે. ]

વ  ( ઓછું આવતાં ) જાઓ, તમારી વગર ઓગળી જતા લાગે છે ! કહેજો કે હું તંદુરસ્ત છું: એમને એવા ઇચ્છું છું.

[ જયલક્ષ્મી જેમતેમ જાય છે. ]

વ  વાહ્ ! કેવી કુદરત ! હંસલ, તું પણ પલટાયો ?

[ વનવેલી વધુ નથી વિચારી શકતી. ખુરસીપર હાથ દઇ, એનાપર માથું નાંખી દે છે.

વટબંધ હંસલ પ્રવેશે છે. સોટી ને હેટ નાના સ્ટૂલપર ગોઠવી, જયલક્ષ્મીવાળી ખુરસીમાં બેસે છે. આખર એને ખુંખારો ખાવો પડે છે. ]

વ  ( ઉંચું જોતાં ) કોણ છે ?

હં  તમારો હંસલ.

વ  ( વિચારી, વિચારી ) મારો હતો—હવે નથી.

હં  ( માથું ઉંચકી ) કોણ કહે છે ?

વ  બીજું કોઈ કહેતું નથી: તમારી રહેણીકરણી બોલે છે.

હં  ( છાતી કાઢી ) સાંભળતી વખતે કાનથી છેતરાતાં હશો. મારૂં સર્વસ્વ વનવેલીમય છે. ધોતિયાની કિનાર, નેકટાઇની

ડીઝાઇનિ, મોજડીની ભાત જેવી રોજની જરૂરતથી માંડીને તે જીવનના મુદ્રાલેખ સુધી તો મારા આત્મા જોડે મેં તમને જડી રાખ્યાં છે! એવી એક ઉષા નથી ઉગતી...

વ (અભાવ દેખાડી) બંધ કરો. જ્યાં ત્યાં કવિતા કરવી એ ડાહ્યા કવિનું લક્ષણ નથી.

[ હંસલ સાચે જ બંધ થાય છે. ]

વ (એનો અર્થ પામી) તમારામાં ગાંડપણના ટકા છે એવી મારી ટીકા નથી. પરંતુ હંસલ જો તદ્દન વનવેલીમય હોત તો દિવસોના દિવસો લગી મોં ન ઢાંકત. કહો ન કહો પણ ભરતી પછીનો ઓટ અમલમાં આવી ચૂક્યો છે!

[ હંસલ અમસ્થો ચમકે છે. ]

વ એ કુદરતનો કાનૂન છે.

હં (સ્ટૂલપર સોટી પછાડી) પણ કુદરત કબુલ કોને છે?

[ વનવેલી મુંગી થાય છે. ]

હં વન, તમારે જાણવું જોઇએ કે માણસની સ્વતંત્રતા વધે એમ એની જવાબદારી સાથોસાથ વધે છે. પહેલાં સાઇકલપર ગલીએ ગલી કચરી વળેલો હંસલ આજ ફક્ત મોટા રસ્તાપર મોટરમાં આવ-જા કરી શકે છે!

વ (ગુમાનથી નાકનું ટેરવું ફૂલાવી) એથી શું?

હં એથી અહિં આવવું એ (હસી) સુંદર (ગંભીર થઇ) સાહસ ખેડ્યા બરાબર છે.

વ (ભાર દઇ, વ્યંગમાં) બરાબર છે. (ગભરાટ દેખાડતી) ત્યારે તમે અહિંથી ચાલ્યા જાઓ. (રોફ કરતી) આવ્યા કેમ?

હં (ઠંડો રહી) ગાળો પછી વરસાવજો. હોંશથી ઝીલીશ. એક વાર મારી પરિસ્થિતિ સાંભળો.

[થોડી ટાપટીપ કરી, વનવેલી છબી પડાવતી હોય તેમ હંસલ સામે સ્થિર બેસે છે.]

હં સુભદ્ર મારો સેવક છે: હું એનો સાહેબ છું. સેવકને ત્યાં સાહેબ આંટાફેરા કરે એનો લોક એક જ અનર્થ કાઢવા ટેવાયાં છે! જે સુભદ્રથી છૂપાવ્યા કરીએ છીએ એ જાહેરની જીભે ચવાવા લાગે એ કેમ પાલવશે?

[વનવેલી ચિંતનમાં ડૂબે છે.]

હં વનવેલી, તમને મળવા હું દિવસરાત તલપતો હતો. (વનવેલી સમક્ષ ડોક લંબાવી) ભમરો પુષ્પ વિના કેટલુંક જીવે?

વ (બીજી બાજુ જોઇ) કોઈ ઉઘડતી કળી મળી રહે તો નવું જીવન નક્કી કરે.

[હંસલ ખુરસીમાં પાછો પડે છે.]

વ (પાછી ફરી) ઇતિહાસની ઘટના એથી ઉલટી નથી. જયલક્ષ્મીની મોહિનીના અંજને આપને આંધળા બનાવ્યા છે.

હં (ધગધગી ઉઠી) Damn it. મારું ને જયનું સંબંધ-

સગપણ તમે સગે હૃદયે જાણ્યું છે. ( વિરામ લઈ ) જેમ તમારે લગ્નથી એક વર છે એમ મારે એક વહુ છે. ( બળતી બેપરવાઇથી ) આપણાં એ ફૂરસદનાં સાધનો છે !

[ ખુરસી પરથી ઉઠી હંસલ કંઇ આંટા મારવા માંડે છે. ]

વ ( ઉપદેશ માફક ) હંસલ, માણસમાં જવાબદારી આવે એમ પીત્તો વધારે કાબુમાં રહેવો જોઇએ: કારણ સર્વત્ર એના સ્વચ્છંદ વિહાર આકરા પડવા સંભવ છે.

[ હંસલ ફરતો ફરતો એક કેલેન્ડર પાસે જાય છે ને ઉભો રહે છે. ]

વ ( આ બેદરકારી અસહ્ય નીવડતાં, હંસલ પાછળ જઇ પહોંચી, ખભે ટાપલી લગાવી ) એ ટોળામાંથી મને બાતલ ગણવી. અહિં તમે બીનજવાબદાર છો !

[ હંસલ પાનું ઉંચું કરી જુલાઇની રાતી તારીખો ગણે છે. ]

વ ( હંસલની હડપચીને આંગળામાં લઇ, એનું મોં પોતા પ્રતિ ફેરવી ) હંસલ, ( જોરથી ) હંસલ ! ( ધીરેથી ) હોળીનું રમખાણ સાંભરે છે ?

[ એ યાદ આવતાં હંસલનો રોષ ચાલ્યો જાય છે. ]

હં ( વનવેલી તરફ જોરથી ફરી, દાંત પીસી ) મસ્તીખોર ! ભરપૂર પીચકારી છાંટી મને લીલો લીલો રંગ નાંખ્યો હતો એ બહાદુરીની બ્યાન કર છે કે ? ( હસી જવાતાં ) શાબાશ ! ધન્યવાદ !

[ હેટ ને સોટી ઉપાડી હંસલ ચાલી નીકળે છે. વનવેલી બારણું રૂંધી એને રોકી રાખે છે. ]

વ એનો ગૂઢાર્થ એ કે તમારામાં હું કદિ પીળી પાનખર કલ્પતી નથી–સદાની લીલી વસન્ત અનુભવું છું !

[ બન્ને વચ્ચે થોડી આંખની વાતચિત ચાલે છે. ]

વ ( ઓરડામાં આવતાં ) અને...એ સીનેમાનું નાટક સાંભરે છે ?

હં નાટક જોયું હોય તો સાંભરે ને ? મને તો લાગે છે કે એ તેજઅંધારમાં જોતાંજોતાં, બેઠાંબેઠાં આપણે આપણું નાટક ભજવ્યું હતું ! ( હાથ ઉછાળી ) સીનેમા એમ ઘણા પ્રણયી જીવોનું વિશ્રામભુવન બનતું હશે ! મને એમાંથી એક બનાવ સાંભરે છે ત્યારે હસવું માતું નથી. મારા એ ઓળખીતાએ તમને જયલક્ષ્મી ધાર્યાં–ધાર્યાં તો સહ પણ બુડથલે તમને એમ બોલાવ્યાં કર્યાં–પણ તમે ના ન કહી કે...

વ હું તમરી ઘરવાળી નથી, એમ ? એ હરાઉ ઢોરની અંધશ્રદ્ધાથી તો ગમ્મતનાં ગાડાં ઠલવાતાં હતાં !

હં શી મઝા !–ને શી મીઠાશ !–અદ્‌ભુત વન ! એવાં અમૃત ફરી ક્યારે પાશો ?

[ હંસલ ખોબો ધરે છે. ]

વ ( આશીર્વાદ આપતી હોય તેવું કરી ) પાઇશ.

હં ( ઉભરાણી કરતો ) પણ ક્યારે ?

[ હંસલ પાસે પહોંચવા મથે છે. વનવેલી પાછે પગે દૂર રહેતી જાય છે. ]

હં (દસેક ડગલાં પછી, મહેનત મૂકી દઇ, ખીસામાંથી કેટલાક કાગળ કઢી) તમે કેટલાં દિલચોર છો? જે ઉદ્દેશથી હું આવ્યો હતો એનું જ વિસ્મરણ ચાલુ હતું!

[ વનવેલી પરસેવાનાં પાણી સાફ કરે છે. ]

હં (કાગળ વનવેલીને ભળાવતાં) લ્યો. મિત્રની મદદ–ના; ભેટ માનજો.

વ (ફાટી આંખે તાકી રહી) રૂપિયા! સો–સો એવા પાંચ સો!

[ હંસલ શાન્ત રહે છે. ]

વ (પ્રબળ મન્થન પછી) હંસલ, મારે ન ખપે.

[ વનવેલી કાગળ પાછા ધરે છે. ]

હં કારણ?

વ (ઉંચો શ્વાસ લઇ) તમારી તવંગરતાની મને તમા નથી. આ મામુલી ઉપકાર તળે કચરાવા હું માગતી નથી.

[ કાગળનું પડીકું વાળી હંસલ વિચારવા લાગે છે. ]

હં (થાકી, હારી, કંટાળી) ત્યારે માગો છો શું?

વ (હુકમના ઢંગથી) મારી જે ચીજ તમે વગર પૂછ્યે ચોરી છે...

હં (પડીકું ખીસામાં પધરાવી) તે પાછી આપું એમ?

વ ના. એમ તમારી ચીજ મને ચોરવા દો.

હં (સહેલાઇથી) વગર પૂછ્યે ચોરી લ્યો.

વ (ઉમંગમાં આવી) તો તો સ્ત્રીને પુરૂષમાં ભેદ શું રહેત ? અમે ઉરનાં આંગણાં ઉઘાડાં રાખીએ છીએ : તમે તાળાં દઈ ફરો છો !

હં (એકદમ આસ્તેથી) તોયે ઋતુ આવ્યે આગળા ઉઘાડી આપીએ છીએ ! .

[બન્ને એક બીજાથી અવળાં ફરી જાય છે. હંસલની નજરે બાટલીઓ પડે છે.]

હં વન, હજુ અંત નથી આવ્યો ?

વ એમ પાર નહિં આવે. રોગનું લંબાણ ચાકરી પર અવલંબે છે.

હં (નિરર્થક હસી) એમાં નવું શું કહ્યું ?

વ (હંસલના ખીસાપર આંગળી મૂકી) એ સમજવામાં આ (પાંચ આંગળીઓ એકઠી કરી) પાંચ સો આડા આવે છે.

[પડીકું કાઢી, હંસલ હાથમાંથી ઉશેટી દે છે. ગબડતું ગબડતું એ વનવેલીની પથારીમાં પડે છે.]

હં બોલો; હવે ?

વ સાંભળો. મારા નાથજી હું મરૂં તોય મુંઝાય એવા નથી. એવાને હિસાબે આંખ હોય તોય ઠીક છે : ન હોય તોય ચાલે.

હં (એક રતુંમડી શીશી લઈ) તો કહેતાં કાં નથી ? લ્યો; હું ટીપાં પાડું.

વ (હાથ પહોળા કરી) શું સાચી વાત?

હં (મુચ ઉઘાડતો) આપણા સ્નેહ જેટલી.

[વનવેલી આરામખુરસીમાં ઢળે છે. માથાવટી ઉતારતાં હંસલ એની સાપ જેવી સેર, વચ્ચે પતંગિયા જેવી ક્લીપ્સ, ને નીચે મોરલાના જેવી ગરદન પર વારી જાય છે.]

વ (પગ પછાડતી) ટીપું પાડો ને?

[અસંખ્ય વિચારોના વેગમાં હંસલનો હાથ ધ્રુજવા લાગે છે. વનવેલીના સમર્પણના ખ્યાલે એ ગળગળો થઇ જાય છે.]

વ વાર કાં કરો?

[હંસલ ટીપાં નાંખવાની સંપૂર્ણ તૈયારી કરે છે.]

હં (વનવેલીની પાંપણપર આંગળાં ગોઠવતો) ચાલો; ઉઘાડો જોઉં.

[વનવેલી આંખ ઉઘાડે છે. હંસલની આંખમાંથી એક અશ્રુ ખરે છે ને ગાલ વાટે થઇ વનવેલીની આંખમાં ચાલ્યું જાય છે.]

વ (ખુરસીમાંથી કુદી ઉઠી) એ આ દવા નહિ. એનાથી તો મને પીળા કમળાની ભ્રાન્તિ થાય છે!

[વનવેલી હંસલને જૂએ છે.]

વ (હંસલના બન્ને હાથ હાથમાં લઇ ઘુંટણીએ પડી) ઓહૂ હંસલ! તારા કમળનું એ બિન્દુ હતું? મારાં ધનભાગ્ય!

[હંસલ વનવેલીને ઉભી કરી, એના હાથ પોતાને

ગળે વીંટે છે.

વનવેલી આનાકાનીનાં તોફાન આદરે છે.

હંસલ શિથિલ થતાં, વનવેલી છટકે છે.

બારણે આવી પુગેલી જયલક્ષ્મી અડગોપડગો જંગ જોવા પામે છે. ]

અંક ૨ ચિત્ર ૨

સ્થળ: બગીચો

સમય: સાંજ, સપ્ટેમ્બર ૧૩,૧૯૨૧

[ દરવાજા નજીક એક ટુ સીટર મોટરમાં હંસલ ને જયલક્ષ્મી આવે છે. સ્વીચ બંધ પાડી હંસલ બહાર કૂદી પડે છે. જયલક્ષ્મી પરાણે ઉભી થઇ, હલકે પગે હેઠી ઉતરે છે. ]

હં (હથેલીનો મેલ ઘસતો) જય, આજ રાતે તું જતી રહેવાની! આ આઠ મહિનામાં તેં મારાં એકવીસ વર્ષ વસૂલ કરાવ્યાં છે!

[ જયલક્ષ્મી હર્ષશોકની લાગણી અનુભવે છે. ]

હં એવી તું ચાલી જઇશ પછી...

જ (શોક પ્રબળ થતાં) પછી?...પછી શું એ કહું?

હં (જયલક્ષ્મીની હિંમતથી હોંશમાં આવી) કહે જ કહે.

જ (હોઠ આડી સાડી રાખી, નાકની સળી ફેરવતી) આ આફત અણધારી નથી. એ સિવાય પણ પેલાં...બહેન છે ને?

હું (દિલનો ઉકળાટ દબાવી) કોણ?–ક્યાં?

જ (કટોરા સાડીના બુટ્ટા જોતી) તમારાં વનબહેન–મારાં વેલીબા.

હું (ગમ ખાઇ, મલકાતાં) વારુ; ઠીક છે. બહેન ને વૈરીમાં ખાસ કંઇ ફરક જેવું હશે ખરું?

જ (ચોળીનો કોલર, ને કોલર વચ્ચેનું ફૂલગુલાબ પંપાળતી) પ્રભુએ રાખ્યો હતો : જમાનાએ જતો કર્યો છે!

હું (ધુંધવાઇ) બોલતાં શીખી!

જ (આરકા ઘાટ બાંયના બોરિયાં ગણતી જતી) નહોતી બોલતી ત્યારે મુંગી લાગતીઃ બોલવા માંડી ત્યારે બકવાદ લાગે છે.

હું (ગજવામાંથી રૂ જેવો હલકો, સફેદ ને સુંવાળો રૂમાલ કાઢી, પવન ખાઇ) તું ભાન તો નથી ભૂલી ને?

જ ભાન ક્યારની ભૂલી છું.

હું (મોટરને અઢેલી) ક્યારથી વળી?

જ (મોજડીનો વળાંકો જોઇ, એ દરમિઆન ઘાઘરાની રીબીન પણ નીરખી લઇ) દિવસો અગાઉ આંખ ઉઘડી હતી. તે દિવસ હું પહેલી બેસી આવી–પછી તમે મળી આવ્યા–ત્યારનો પ્રસંગ મારા અંતરમાં આજ લગી

વલોવાય છે.

[ હંસલ બુટની ધૂળ ખંખેરવામાં રોકાય છે. ]

જ તમે તમારી ધૂનમાં હતા એટલે મેં શું સાંભળ્યું ને મારે શું જોવું પડયું; એ તમે ક્યાંથી જાણો ? તમે તો મને જોઈ કે ( ચપટી વગાડી ) ડાહ્યા થઈ મોટર ભેગા થઈ ગયા હતા !

[ હંસલ બળવી જાય છે. ]

જ ( ભાર સાથે ) એ વેળા મને ભાન આવ્યું કે વાતો કેવી થાય ?–ને કેમ થાય ?–ને એમાં હાજીહા ઉપરાંત નાજીના પણ હોય ખરી !

હું ( મનમાં ) ભણાવી ત્યારે ભણાવનારને જ ભારે પડી ! ( પ્રકાશ ) આ ઘર નથી.

જ ( આંખો આમતેમ હલાવી ) મારે તમને કશું નહોતું કહેવું : પ...ણ મૂવો જીવ એવો કે છેવટ ભસી મળ્યો !

[ હંસલ પ્રશાન્ત મૌન સાચવે છે. ]

જ ( મનમાં ) વાત વંઠી કે શું ? ( પ્રકાશ ) મેં ભૂલ કરી લાગે છે. ( કાલાવાલા કરી॰) પણ તમે એ ન ભૂલો ?

હું ( લાગ સાધી ) હું સંભારી રાખું એવું તું બોલી છું જ ક્યાં ? ( આથમતા સૂર્યને જોતો ) વહેમી માણસો અનેક વાર કાનથી ભંભેરાય છેઃ આંખથી અદેખાય છે. એમાં જો કોઇ સાચું સુઝાડનાર ન મળ્યું તો અંતે ખુવાર થાય છે. ( જયલક્ષ્મી સામું જોઇ ) પુરૂષો કઠણ કાળજાના

તે એકદમ ધવાતા નથીઃ બાકી સ્રીના પોચા હૈયાની તો વાત ન કરશો.

[ જયલક્ષ્મી કલ્પનાનાં ઝોલાં ખાય છે.]

હું (આગળ ચાલતો ) ચાલ; જરા બાગમાં જઈ આવીએ. એ બોરસલ્લી નીચેના બાંકમાં ઝૂકીશું એટલે તારૂં દિલ તરબતર બનશે.

જ (અનુસરતી )ને...તમારૂં ?

હું (નિજાનંદમાં ) એ જાતે જોજે ને ?

જ (અકળાતી ) પણ તમે ધીરા ચાલો ને ? મારાથી તો માંડ પગલાં મંડાય છે.

[ બન્ને જાય છે.

રખડપટ્ટી કરતો જણાતો સુભદ્ર આવે છે. મોટર જોઇ બે ડગલાં પાછો હઠી જાય છે ]

સુ સાહેબ આટલામાં લાગે છે. સારો ભેટ થઇ ગયો !

[ મોટર ફરતી એક પ્રદક્ષિણા ફરે છે ]

સુ (રેડીએટરમાં નામ ઉકેલતો ) ફી-આ-ટ ! દસ વર્ષ હવા ઉપર જીવું તો એક આવી વસાવાય ! સાહેબ તો ખાતાંપીતાં બીજી એક-બે રાખે છે ! (આમાંથી પરમ સત્ય ખોળતો ) હોય. નહિતર એમનામાં ને મારામાં ફેર શું રહેત ?

[ ચળકતા ભુંગળામાં લાંબુપહોળું થતું પોતાનું મોં જોઇ એને અટ્ટ હાસ્ય આવે છે. ]

સુ (પછી ગંભીર થઈ) એમને મળતાં મુંઝારો થાય છે.

( ખીસ્સાં ફેંદતો ) કાગળમાં પડાય એટલું મોંએ ન કહેવાય. ( આજુબાજુ જોઇ, મડગાર્ડપર પગ ટેકવી ઢીંચણુપર કાગળ ગોઠવતો ) વળી એ કેટલીય એવી લપ્પનછપ્પન કરે છે કે હાજર જવાબ વાળતાં જીવ રહેંસાઇ જાય છે.

[ મોંમાં પેનસીલ બોળતો જતો એ થોડું લખે છે. જીભ ને હોઠપર જાંબલી રંગના થર જામે છે. ]

સુ ( આંખો ઉંડી લઇ, ફૂલાતો ) કડક લખ્યું છે! કહેવું હતું એટલું કહી દીધું છે!

[ લગાર ઘૂમે છે. ]

સુ ( બેભાનિયતમાંથી શુદ્ધિમાં આવ્યો હોય તેમ ) પણ પંચાત પડશે. ( ચિઠ્ઠી સાથે ગેલતો ) આ ફરિયાદ રજૂ કોણ કરશે? ( ગભરામણ ભજવતાં ) રૂબરૂ મળ્યા તો તો એમનો રેંટિયો અચ્ચૂક ગાજવાનો!

[ મનમાં વિચારે છે. ને ચિઠ્ઠીને ગવર્નર સામેની સીટપર મુકી ગાંડિયા માફક ચાલ્યો જાય છે.
હંસલ ને જયલક્ષ્મી પાછાં આવે છે. ]

હં લક્ષ્મી, આપણે અન્યોન્યને ઓળખી-પિછાની લીધાં એ ઉત્તમ થયું. નહિતર અશ્રદ્ધા—અજ્ઞાનનો દાવાનળ બન્નેનાં આંતરડાં બાળી મૂકત. ( મનમાં ) સુંદર શબ્દજાળ ને ભાવમય અભિનય પછી પટાવતાં શી વાર?

[ બારણું ખોલી હંસલ મોટરમાં બેસતાં સીટપરના કાગળને ફેંકી દે છે. જયલક્ષ્મી અંદર ગોઠવાય છે.

બારણું બંધ કરી, સેલ્ફસ્ટાર્ટર દબાવી, હંસલ મોટર હપાડે છે.

સામેથી સુભદ્ર ધસી આવે છે. અઠંગ ઉસ્તાદીથી હંસલ અકસ્માત અટકાવે છે. ]

હં (રૂદ્ર રૂપે) Rascal! આપઘાતની ઇચ્છા હોય તો અફીણ નથી મળતું ?

જ (વારતી હોય તેમ, હંસલને) આ તો એમના વર !

[ સાંભળતાં જ હંસલની ગરમી ઘટી જાય છે. સુભદ્ર સ્વસ્થ થઇ હંસલ સામે આવે છે. ]

સુ મારે કશું નથી જોઇતું. મને મારી અરજી પાછી આપો.

હં અરજી કેવી ? સુભદ્ર, શી વાત કરે છે ?

[ સુભદ્ર જમીનમાં જોવા માંડે છે. ચિઠ્ઠી જેવો કાગળ જોતાં પગ નીચે દાબી દે છે. ]

સુ (ફેં ફેં થતો) સાહેબ, હં; કશાની અરજી નહિ.

હં સુભદ્ર, તારી સિકલ તો જો ! મુડદાલ કેમ લાગ છ ?

સુ (ગદ્‌ગદ્ કંઠે) ઉપાધિનો સુમાર નથી. (મોં નીચું નાંખી) કોને કહું ?

હં (વિશ્વાસ કેળવતો) મને કહે.

[ સુભદ્ર જયલક્ષ્મીને જોતાં જ ભડકે છે. ]

સુ બહેન, તમે ક્યાંથી ?

હં (હસી કાઢી) કેવો ઉલ્લુ સવાલ કરે છે ? મારા સાથ મારી ધર્મપત્ની ન હોય ?

[ સુભદ્રના પગમાં ધ્રુજ આવી જાય છે. ]

સુ હેં...સાચું ?

હં } હા.
જ }

સુ ત્યારે બાઈ બધું જાણે છે.

[ હંસલ જયલક્ષ્મી સામો મરડાય છે. ]

જ ( સુભદ્ર સામું જોતી ) હું કહીશ એમાં વળશે શું ? તમે કહેશો તો કંઈ ઉદ્ધાર થશે.

[ હંસલ સુભદ્ર તરફ ફરી જાય છે. ]

સુ બે–ચાર માસથી પનોતી બેઠી છે. ( મુંઝવણ વટાવી ) આંખે દાઝયા પછી...

હં (જલ્દીથી) કોણ દાઝયું ?

[ સુભદ્ર જયલક્ષ્મીનો આશરો માગે છે. ]

જ બીજું કોઇ નહિ–ભાઈનાં ધર્મપત્ની.

[ સુભદ્ર છુટકારાનો દમ ખેંચે છે. ]

હં મેં નહોતું કહ્યું, સુભદ્ર ? બચપણથી જ તોફાન, તોફાન ને તોફાન ! એના છાંટા હજુ રહ્યા લાગે છે ! ( જયલક્ષ્મીના હાથની ઘડિયાળમાં જોતો ) પણ જયલક્ષ્મી, ( સહજ થડકી ) એ ક્યાં દાઝયાં ?–તું એમને ક્યાંથી ઓળખે ?

જ ( હૃદય સમી બદામ ભાતની બંગડી ફેરવતી ) ઓળખું છું. ક્યાં દાઝયાં; એ નથી જાણતી.

સુ (હામ ભીડી) પિયરમાં રાંધતી વેળા અકસ્માત નડેલો. સગડી ફૂંકતાં હતાં ત્યાં એવો તડતડિયો કોલસો ફૂટયો

કે આંખ તદ્દન ન ઓલવાઇ એટલો પ્રભુનો પાડ.

હં (ગાલ ખંજવાળતાં) What a pity!

[ જયલક્ષ્મીનું ધૈર્ય કસોટીએ ચડયું છે. ]

સુ પૈસામાં ઘસાઇને પાયમાલ થયો છું. અધૂરામાં પૂરું આજે નોકરીમાંથી રૂખસદ મળી છે! (ખીસામાંથી એક કકડતો કાગળ કાઢી, હંસલના હાથમાં મૂકી) મેનેજર સાહેબની અવકૃપા ઉતરી છે!

હં (સાહ્યબીનો પવન ભરાતાં) એ હું જોઇશ. ઓફીસમાં મળજો. (કપાળે કરચલી પાડી) ફરવાને વખતે તમે આવો કકળાટ ક્યાંથી કાઢયો? Nonsense!

[ સુભદ્રની અડધી આશા ભાંગી પડે છે. ]

હં (કૃપા તિરસ્કારથી) વારુ; ત્યારે.

[હંસલ, પાછળ ધૂમાડાના ગોટા ફેંકતી મોટર હંકારી જાય છે. જયલક્ષ્મી, દયાદૃષ્ટિથી પાછું મેં વાળી, સુભદ્રને એક વાર જોઇ લે છે.

સુભદ્ર, પગ તળેનો કાગળ ઉચકી, હાથથી ટૂકડા કરી, જોરથી ઘા કરી, ગણગણતો રસ્તે પડે છે.]

અંક ૨ ચિત્ર ૩

સ્થળ: ઓરડો

સમય: બપોર, મે ૧૫, ૧૯૨૭

[ વનવેલી ટ્રંક ઉઘાડીને બેઠી છે. પ્રદર્શન જેમ લુગડાં વેરાયાં છે. એક પછી એક કપડાંને એ સમુંનમું ગોઠવે છે. ]

વ હંસલ ખેલાડી તો ખરો ! વરસ દહાડામાં તો એની ગામડાની ગમારને એણે શહેરની સુન્દરીમાં પલ્ટી નાંખી ! મારૂં મગિયું જોઈ એણે એને ચન્દ્રકળા ઓઢાડી ! (ગળા નીચે હાથ ફેરવી) એના ચોખંડા આકાર પાસે મારો વી શેઈપ તુચ્છ લાગે છે. હંસલ કહે છે કે એમાં ઇન્ડીપેન સહેલાઇથી સચવાય છે ! ( પડખે પડેલી ઇન્ડીપેન લઈ, વી શેઇપમાં ઉપર ભરવતી ) એ કેવી તોપ ? (ઇન્ડીપેન લપસીને હેઠળ ઉતરી જતાં, ખારે બળી) પણ આ

સાચ એણે ક્યાંથી જાણ્યું ? (ઉભી થઇ, વિચારતી જતી, કોપથી કમ્પતી) હંસલ, આજ તું પણ મારો ઠાઠ જો !

[ ટ્રંકમાંથી બનારસી સાડી તાણી કાઢે છે. ડોકું ધુણાવી તુરત પાછી નાંખે છે. અવળચંડી સાલ્લો ઉચકે છે. હાથ વતી રજકણ દૂર કરવાનો શોખ ભોગવી લે છે. ]

વ આ પણ ઓછું પડશે. વળી વગર મફતની ગાળ ખાવી ! (એને બહાર મૂકી, એક વધુ કાઢી ) આજ બસ આ જ્યોર્જેટ ચડાવું !

[ ઉભી થાય છે. ભીંત તરફ ફરી સાડી બાદલી લે છે. પછી લટકાળી ચાલે હતી ત્યાં આવે છે. ]

વ ( પોતાપર ત્રાંસી નજર નોંધતી ) આનું નામ તે કંક પહેર્યું કહેવાય ! (ઉંચું જોઇ) બાકી શરીર તો સૌ ઢાંકે છે !

[ ભીંતે લટકતા આયનામાં કાન ને કપાળ ઢાંકતી વાંકી મઝેની પાંથી જોઇ આવે છે. ]

વ (બ્લાઉઝની પ્લેટો માપતી) આ સુદ્ધાં એવું લગાવું કે જેમ સાડી આરપાર બ્લાઉઝ ડોકિયાં કરે તેમ બોડીસ આરપાર ચામડીની ઝમક ચમકે !

[ એક કોરૂં બ્લાઉઝ કાઢી, ઓરડાને ખૂણે પહેરવા જાય છે. જાણે કે બખ્તર સજ્યું હોય એવા ગર્વના ઝંકારથી એ પગલાં ભરતી આવે છે. ]

વ (પોતાને જોઈ તાજુબ્બી પામતી) વાહ્ રે વનવેલી !

[ કલ્પનાના કિલ્લા ચણતી એ ચાલી આવે છે.

[ આવતાં ટ્રંક કર્કશ અવાજ સાથે વસાઇ જાય છે.
વનવેલીને અપશુકન જેવું લાગે છે.
આંખો ચોળતો સુભદ્ર પ્રવેશે છે. ]

સુ (અડવડિયાં ખાતો) શેનો ખખડાટ થયો હતો? અટ-વાડિયામાં એક બપોર પણ સુખે સૂવા નહિ દે?

[ એક ખુરસીમાં પડતું મૂકે છે. ]

વ (આડાંઅવળાં કપડાંને એકઠાં કરી, એમ ને એમ ટ્રંકમાં ભરી) જરા ટ્રંક ઠેબે આવી ગઇ!

[ ઉંઘ ઉડતાં સુભદ્ર, વનવેલી સામું જૂએ છે. જૂએ છે ને ઠંડોગાર બને છે. ]

સુ કોઇ મુજરાની મહેફીલ માટે તૈયારી કરી છે?

વ (કળા વાપરી) જાણતા નથી?–આજ મારો જન્મ દિવસ છે! ભાઇને ત્યાં જઇ આવવાની હોંશ ઉભરાણી એટલે લગાર ઠીક થઇ.

સુ (ખીજાઇ) આ ઠીક થયું કહેવાય છે? (ટાઢાં પડી) પોણા ભાગનાં ઉઘાડાં લાગો છો!

વ તે...એકલી સાડીથી અમારે ક્યાં ચલાવવાનું હોય છે? નીચે બીજાં વસ્ત્રાભૂષણ હોય છે ને?

[ સુભદ્રને જવાબ નથી જડતો. એના ગુસ્સાનો પારો ઉતરતો જાય છે. ]

વ (વ્હાલનો ઉભરો આવ્યો હોય એમ) પ્રિયતમ, તમને એક સરસ વાત કહું તો સાંભળો ખરા?

સુ કહીજ નાંખ ને?

વ (ફાઉન્ટન પેન બતાવતી) આવી પેન તમે જોઇ હશે. (અજવાળા સામે ધરી) આમાં શાહી કેટલી છે; કચરો કેટલો છે; એ જાણી શકાય એવી એના કચક-ડાની પારદર્શકતા છે!

સુ ખરૂં.

વ એમ જ અમારા મનના મેલ જાણી જવા હોય તો (હસતી, જ્યૉર્જેટ દેખાડતી) આવું કાપડ અપાવવું.

સુ (વનવેલી પાસેથી પેન લઈ) આ તો મારે રાખવા જેવી છે! તારી કને ક્યાંથી?

વ રાખવા જેવી લાગતી હોય તો બજારમાં ઘણી મળે છે!

[સુભદ્રની લગામ ખેંચાય છે.]

વ (એથી ડરી) તમને ગમતી હોય તો તમે રાખો. મારૂં એ તમારૂં જ છે ને?

[સુભદ્રની કમાન છટક ખટક થાય છે.]

વ એટલે કે તમારૂં એ જ મારૂં કહેવાય ને?

[સુભદ્રની ગરમી નરમ પડે છે.]

સુ તેં આ પેદા ક્યાંથી કરી?

વ ક્યાંઇથી ધાપ નથી મારી.

સુ (હેતનું ગુસ્સે થઇ) એમ તને કોણ કહે છે?

વ પણ સાચું કહેતાં હું શરમાઉં છું.

સુ કાંઇ કારણ?

વ કારણ કે કારણ તમને શરમાવે એવું છે.

સુ (ચટપટી વધતાં) ઘેલી, તું મને દિવાનો કરી મૂકીશ. મારી એવી ખાનાખરાબી કરતાં તને લાજશરમ નથી આવતી?

વ ખાનાખરાબી ન થાય એટલા ખાતર તો કશું કહેતી નથી.

[સુભદ્રમાં થનગનાટી જન્મે છે.]

સુ તકદીરમાં જે લખાયું હોય તે ભલે થાય.

વ એટલો ત્યાગ હોય તો સાંભળો. મારાં જયલક્ષ્મી બ્હેન–તે દિવસ આવ્યાં હતાં ને?–બીજી ટપાલમાં એમની ભેટ આવી છે. તે આ. એ એમનો ધર્મ ન ભૂલ્યાં!

[સુભદ્ર ઝંખવાય છે.]

વ (કટાક્ષ ફેરવી તોળવા) સામેથી મારે મારો ધર્મ પણ બજાવવો પડશે. સાથેના પત્રમાં હતું ખરૂં કે બેબી મઝામાં છે.

સુ (ઇંતેજારીપૂર્વક) તું શું કરીશ?

વ નક્કી નથી.

સુ કંઈક એવું કરજે કે જે સૌથી જૂદું પડે. મને મોડી ખબર પડેલી કે એઓ અમારા સાહેબનાં ઘરનાં છે.

વ (મોં મચકાવી) તે તમારા સાહેબને ને મારે શું?

સુ હું એટલા માટે કહું છું કે શું વસ્તુ મોકલવી; એનો તને ખ્યાલ આવે. પૈસેટકે પાવરધાં છે. મોંઘવારીમાં માનતાં નહિં હોય.

વ તમે કહો એ આપી આવું.

સુ (શંકા જાગતાં) તું ત્યાં ગઇ છું ખરી?

વ (સાવચેત બની) ના રે ના. હું તો સમજી કે તમારો આગ્રહ હશે. (છણુકાથી) નીકર કોણ મારી ભૂખ જવા નવરી છે?

સુ (ભોંઠાં પડતાં) હું તો પૂછું છું.

વ ને હું કહું છું.

[બાજી જરા ચકડોળે ચડે છે.]

સુ (ખુરસીના હાથાપર મુટ્ઠી મારતો) વનવેલી, પેલો રૂમાલ તેં ક્યાં મૂક્યો?

વ (તીણી નજર તાણી) કયો વળી ટુવાલ?

સુ જે સાટે મારે ને તારે તમાશો કરવો પડ્યો હતો. (વ્યંગમાં આંખો ઉછાળતો) પેલો બતકવાળો—બગલાવાળો!

વ (યાદ કરવાના પરિશ્રમ પછી) બતક અને હંસને તમે એક ગણો એ તમારી તમારી વિશ્વવ્યાપી ઉદારતા છે!

સુ હંસ તો હંસ. (જોરથી મુટ્ઠી અફાળી) પૂછું એનો ઉત્તર આપો ને?

વ હું એ મારે પિયર મૂકી આવી.

સુ (પ્રકોપથી) હજુ છેતરપીંડી?

વ એટલે?

સુ (વનવેલીને આંગળીથી ડરાવતો) મેં એને પારકે ઠેકાણે દીઠો છે.

વ હશે. શહેરમાં એવો રૂમાલ એક નથી. નમૂના માટે મ

જયલક્ષ્મીનો માંગ્યો હતો.

સુ (તાબડતોબ) અને તે એને ત્યાં પધાર્યો વિના કેમ?

વ (પ્રતિધ્વનિ જેમ) અમારા વ્યવહાર તમે શું જાણો?

સુ (લહેકાથી) જણાવવા કૃપા કરો!

વ ચન્દા નામે મારે એક બહેનપણી છે.

સુ બોલો; પછી?

વ જયલક્ષ્મી નામે એને એક બહેનપણી છે.

સુ (જમીનને લાત મારી) સબુર. આટલા પ્રપંચ પછી હજુ તરકટનાં વલખાં મારે છે? (વનવેલીને મુઠ્ઠી બતાવતો) કમજાત!

વ (આંગળાંના અંકોડા ગુંથતી) ખાનદાન!

સુ (આંખમાં જવાળા જગવતો) બેવફા ઓરત!

વ (યાહોમ કરી) ભરથાર! સામું વિશેષણ નથી વળગાડતી એટલી મને સતિ સમજજો.

[ સુભદ્ર વનવેલીનું કાંડું પકડે છે. ]

વ (તણખા વેરતી) બાવડામાં હોય એટલું બળ બતાવી દેજો. કમતાકાતના પ્રયોગો તો ચાર દિવાલો વચાળે જ થાય!

[ સુભદ્રના હાથમાંથી વનવેલીનું કાંડું સરી પડે છે. ]

સુ (વનવેલીને ધક્કો મારી) ચાલી જા. અદીઠ થા.

વ (હિસાબ માગતી) જઇને ક્યાં જાઉં?

સુ આવી એ માર્ગે પાછી જા.

વ  જરૂર જાત. માબાપની માયાળુ ગોદનો મહિમા અનુપમ છે.

સુ  ( કેડ સુધી મરડાઇ ) એટલે જ આજ્ઞા આપું છું કે રવાના થાઓ !

વ  ( શ્વાસ ખાઇ ) થાત. ( મનમાં ) કિસ્મત કેવું કુટિલ છે ? ( સહજ ઓશિયાળી પડતી, સુભદ્રને ) એમની હયાતીમાં ત્યાં રહેતી ત્યારે અહિં આણવા તમે ત્રાગાં કરતા ! હવે ભાઇભાભીનું સામ્રાજ્ય સ્થપાયું......

સુ  ( ગર્જી ઉઠી ) મારે એનું શું ? સર્વનું સત્યાનાશ કાં નથી જતું ? દુનિયામાં પાપનાં પોટલાં આયાત થતાં અટકે !

વ  ( મોતની તૈયારીથી ) ચૂપ !

[ આ ભેગી સુભદ્ર વનવેલીને થપ્પડ ચોડી કાઢે છે. ]

વ  ( થપ્પડવાળા ગાલને હથેલીમાં ઢાંકતી ) વાહ તાલીમબાજ !

સુ  ( વનવેલીનો ખભો પકડી, બારણા તરફ ખેંચી જતો ) માર્ગ મોકળો છે !

વ  ( ખભો છટકાવી, પાછી વળી ) સુભદ્ર, મરદ છો ?

[વનવેલીના બીજા ગાલે સુભદ્ર બીજી થપ્પડ ખેંચે છે.]

વ  શા...શ ! મરદાનગીના સાક્ષાત અવતાર છો ને શું ? સ્વામી, મરદ રહેશો ખરા ?

[ સુભદ્ર શુદ્ધબુદ્ધ ગુમાવી બેસે છે. ]

વ  ( બારણા ભણી પગલાં માપતી ) જવાય ત્યાં જાઉં છું.

પુરૂષ હો, પુરૂષત્વ હોય તો અડગ રહેજો. બાયલા ન બનશો. મારાં વાસણકુસણ, લુગડાંલત્તાં, દરદાગીનો ચરણે ધર્યાં માનજો. ઈન્ડીપેનને અંતિમ ભેટ ગણી પૂજજો.

[ સુભદ્ર ઇન્ડીપેનને બારી વાટે અળગી કરે છે. ]

વ ( ઉંબરા વચ્ચેથી પ્રણામ કરતી ) રજા લઉં છું.

[ વનવેલી ચાલી નીકળે છે. ]

સુભદ્ર મૂર્તિ માફક સ્તબ્ધ બને છે. ]

## અંક ૨ ચિત્ર ૪

સ્થળ: આંગણું

સમય: સાંજ, મે ૧૫, ૧૯૨૭

[નાનકડા ચોગાનમાં ૯૦ ડીગ્રીએ બે આલીશાન ખુરસીઓ ગોઠવેલી છે. એથી પડતા કાટખૂણામાં ઉંચું નકશીદાર ટેબલ છે. મૂળ ઝાપટતો ગોપાલ એકબે છાપાં ને બેચાર પુસ્તક લાવી એનાપર મૂકે છે.

થોડે દૂરના ફૂવારામાંથી ફૂટતાં જલ કોઇ અનન્ત કૂદકી ફરતાં હોય એવો આભાસ કરાવે છે. આજુબાજુના ફૂલછોડની રમ્ય સુરભિથી પ્રભુતાના અંશ પથરાયા હોય છે.

હાથમાં હાથ મિલાવી હંસલ ને જયલક્ષ્મી બંગલાનાં પગથિયાં વટાવી અહિં આવે છે. ખસખસી ફ્લેનલનું પાટલુન, આસ્માની કાશ્મીરી કોટ-જાકીટ ને લવન્ડર સળીચોકડી સાફામાં સજ્જ

એવો હંસલ:* સોનેરી તારની તાસમાં ઓળખાય નહિં એવી જયલક્ષ્મી: તાજેતરમાં પરણીઉઘલ્યાં દંપતિ સમોવડ, અદેખાઇ ઉત્પન્ન કરાવે એવાં શોભે છે. ]

હં ગોપાલ, લક્ષ્મણુને કહે કે મેક્સ્વેલ તૈયાર રાખે.

[ ગોપાલ જાય છે. બંને આરામથી બેસે છે. ]

હં (જાકીટમાંથી ઘડિયાળ કાઢી, જોતો) જય, કેટલાં વાગ્યા ?

જ (પોતાના કાંડાપર નજર નાંખી) ૭–સવા ૭નો સુમાર થવા આવ્યો છે.

હં ત્યારે તો ૭ ને સાતની વચ્ચે એમ જ કહેને ? પાંચ લાખ કલાકની જીંદગાનીમાં પંદર મીનીટ તે શા લેખામાં ?

[ જયલક્ષ્મી ગુસપુસ મલકે છે. ]

હં લક્ષ્મી, સાઠ મીનીટો ભેગી મળે ત્યારે એક કલાક ઘડાય.

જ ( અદબ વાળી, હાવકું મોં રાખી ) જેમ સાઠ સેકન્ડો એકઠી કરો એટલે એમાંથી મીનીટ પાકે છે !

[ હંસલ આ અણધાર્યા નર્મથી આફ્રીન થાય છે. ]

હં કમાલ ! ( પોતાની ઘડિયાળ સામે ફરીથી જોઇ ) હું અદલોઅદલ વખત પૂછતો હતો.

જ ( પોતાની ઘડિયાળમાં આંખો પરોવી ) ૭ ઉપર દસ.

હં મારે માત્ર પાંચ થઇ છે !

જ ( મર્મવેધી કપટથી ) એમાં હું શું કરૂં ?

હં ( જેમ આવે એમ ) તારી દુનિયા પાંચ મીનીટ જલ્દી જતી લાગે છે !

જ (લાડકી થતી) અથવા તો આપની પાછળ પડી હશે?

હં (કાંટો ફેરવતો) તું કહે એ મારે કબુલમંજૂર.

[કંઇ અનોખી બલિહારીમાં હંસલ પગ હલાવવા મંડે છે.]

હં (પોતે હસતો) કંઈ બહુ હાસ્ય છલકાય છે!

જ (ફટકી ગયું હોય એમ ખૂબ હસી લઇ) કેમ ન ઉભરાય? આજે તમે સાફો બાંધ્યો એ જોઇ મને એમ થયા કરે છે કે જાણે તમે સાહેબ મટીને શેઠ બની ગયા છો! વિલાયતીને બદલે દેશી લાગો છો!

હં વાહ્ રે વાહ્! હમણાંકી તું બહુ મન ભાવતા બોલ બોલે છે!

જ (મોંએ તોબરો ચડાવી) સાચું પૂછતા હો તો, મને તો, સાહેબનાં ટોપલાં કેવળ અળખામણાં લાગે છે!

હં (અંતરની બદમાશીને બહારની નિર્દોષતાથી ઢાંકતો) અને તું પણ (ભાર સાથે ગણાવતો જતો) એ પાઇપીંગ, ને એ જ્યોર્જેટ અને એ પથ્થરધૂળમાં જે આછકલી મડમની યાદી આપતી તે આજ આ તાસમાં પકી ગુજરાતણ સમી સોહે છે!

[જયલક્ષ્મી ખમી ખાય છે.]

હં (ટેબલપરથી બે પુસ્તક ઉચકી, એક ખોળામાં રાખી બીજીનાં પાંદડાં ફેરવતો) ટાયલાં જવા દઇએ.

[હંસલ ખોળામાંનું પુસ્તક જયલક્ષ્મીને સોંપે છે.]

હું પાનું એક સો ને ચોત્રીસ.

[ જયલક્ષ્મી એ પાનું ઉઘાડે છે. ]

હું વાંચો.

જ ( બાઘા જેમ વાંચતી ) કડક બ્રહ્મચર્ય એ સર્વસુલભ વ્રત નથી. એટલે એની આવશ્યકતા અનિવાર્ય નથી. એક રીતે આ તપ જુજવા વિરલ આત્માના મોક્ષ અર્થે છે; અને પતિ જો એક પત્નીવ્રત આચરે ને પત્ની એક એકપતિવ્રત પાળે તો એ પ્રતિપત્નીના પરસ્પરના ભોગ-વિલાસમાં પણ બ્રહ્મચારીઓનો યોગવિહાર છૂપાએલો માલુમ પડશે.

હું ( પુસ્તકના રંગઢંગ પાખંડાઇથી નિહાળતો ) આ ભક્તિ રસનાં ભજનકિર્તન ક્યાંથી નીકળ્યાં ? જયલક્ષ્મી, કોઈ સાધુસન્ત આવી ચડે એને આપી દેજે.

જ ( પુસ્તક સંકેલતી ) એ વિચિત્રને ?–કે જે વાતની તમને સુગ ચડી એમાંથી મને સુગંધ જડી !

હું ( બન્ને નકલને બેદરકારીથી ટેબલપર મૂકતો ) તેં શું કહ્યું, ડિયર ?

જ તમને જે વાત ન ગમી, એ મને તદ્દન ખરી લાગી !

હું ( કરામતથી ) ખોટી કહી કોણે ?–પણ જગતમાં છે એટલાં સત્યોને આપણાથી ઓછું વળગાય એમ છે ? એમાંથી ખપજોગો સાર તારવવો એ ઠીક છે.

[ જયલક્ષ્મીને શાન્તિ વળે છે. ]

હં (પાટલુનના ખીસ્સામાં હાથ નાંખી, ઉભો થતો) પ્રિય, આજ તદ્દન નવતર ભણતર શીખવું તો ?

જ તો નવી જ હોંશે હું ગોખી પાડું.

[ કશું કહ્યા વગર હંસલ બંગલામાં જાય છે. જયલક્ષ્મી ઘેલું પુસ્તક વાંચવા લાગે છે. ]

હં (ઉછળતા પગલે આવતો) એ શીખામણશતકને મરવા દે.

[ હંસલ જયલક્ષ્મી પાસેથી પુસ્તક ઝુંટવી લે છે. ને ધૂળપર પડવા દે છે. ]

હં (જયલક્ષ્મીને સોંપતો) આ તારો પહેલ્લો પત્ર. પત્ર આવો હોય ?

જ (પત્રને બન્ને બાજુ ફેરવી) ત્યારે કેવો હોય ?

હં એ જ તને આજ સમજાવવા ધારૂં છું.

જ ભલાં મારાં ભાગ્ય ! દૂધથી ઉજળું શું ?

હં (ખુરસીમાં બેસી, હાથાપર પોતાનું વજન ઢાળતો) પત્ર એ આત્માનો આવિર્ભાવ છે.

જ આવિર્ભાવ એટલે ?

હં સ્વયંસ્ફૂરિત પ્રેરણા.

[ જયલક્ષ્મીને 'સ્વયંસ્ફૂરિત'નો અર્થ પૂછવાનું મન થાય છે. પણ હામ નથી હોતી. ]

હં એમાં એક સખૂન એવો ન હોવો જોઇએ કે જેથી વાતાવરણ કૃત્રિમ બનતું હોય.

જ (મનપરથી કાબુ જતાં, ટોળથી) અને સખૂન એટલે ?

હં (ચપટીમાં પ્રકાશ પીસતો હોય તેમ) સખૂન એટલે

શબ્દ. ( જરા રતાશ આવતાં ) કહે તો શબ્દકોષ લાવી દઉં ! પછી તારે પછીનો પણ અર્થ નહિ પૂછવો પડે !

જ ( મનાવવાની મહેનત કરતી ) આવડતું હોય તો હું પજવું ખરી ? ( આનંદ આપવાની લાલચે ) તમે એકદમ લાલઘૂમ થાઓ છો ત્યારે બહુ બીવાય છે. મેં ક્યાંક વાંચ્યું હતું કે શાન્ત ચિત્તે શિક્ષણ આપે એ જ આદર્શ શિક્ષક : બાકીના બધા પંતુજી.'

હં ( રાતાંચોળ થઈ ) એટલી વારમાં ભૂલી ગઈ ? શિક્ષક ને શિક્ષણ નામના મારા નિબંધનું એ સારરૂપ તત્ત્વદોહન છે.

[ જયલક્ષ્મીના દિલમાં અનેક પ્રશ્નો ઉભા થાય છે: પણ કેમે કરી એ એક સરખો ઉચ્ચારતી નથી. ]

હં આડી કુથલીમાં સીધો મુદ્દો ભૂલાઈ ગયો ! ( ચશ્મા કાઢી, સાફસૂફ કરતો ) બાપુ, તારે કોઇ કાળે મને વ્હાલા ન લખવું.

[ વિખવાદના ડરે, ગમતું નગમતું બધું સાંભળવાનો જયલક્ષ્મી સંકલ્પ કરે છે. ]

હં કબુલ કે સૌથી વધુ વ્હાલ તું મારાપર વરસાવતી હઇશ: પણ એ કહેવાય તો એની કિંમત કશી નથી. ચાર આંખ મળી કે વ્હાલાવ્હાલીનાં સંબોધન શરૂ થતાં હોય એ મારા માન્યામાં નથી આવતું.

[ જયલક્ષ્મીની ચુપકીદી હંસલના ધ્યાનમાં ઉતરે છે. વિસ્મય બતાવ્યા કરતાં, આક્ષેપ કરવા ઘટાડવાનું એ નક્કી કરે છે. ]

હું   જયલક્ષ્મી, પત્ર કેવો હોય એમ તેં પૂછ્યું હતું, કાં ?
જ   ( હળવેથી ) હા.

[ બેત્રણ નોટપેપર ભરેલું એક કવર કાઢે છે. ]

હું   (ખુરસીમાં લાંબા થઇ) સાંભળ. ( મનમાં થોડું થડકાઇ ) પ્યારા દોસ્ત !

[ જયલક્ષ્મીના અંતરમાં દ્વેષનો દાવાનળ પ્રગટે છે. પણ ટેકને વળગી રહે છે. હંસલ એટલું સમજી શકે છે. ગમે તે ભોગે પત્ર પૂરો સંભળાવવાની એનામાં ખૂની ઝનૂન આવી ભરાય છે. ]

હું   દસકા પહેલાં હું બાલા હતી. શેરીને શાન્ત ખૂણે સૌ સહિયરો રમાય એટલી રમત રમતાં, લાગ સાંપડતાં વરવહુના ખેલ પણ પૂર ઠાઠથી ભજવી લેતાં.

એમાં એક દિવસ કૌતુક થયું. એક નવું જ પાત્ર અમારી સામે આવી ઉભું રહ્યું. અમને–સાચું પૂછો તો મને એકને જ એની એટલી બધી દયા આવી કે તેનું નામ–ઠામ–ગામ–કામ પણ પૂછ્યા વિના એને અમારી રમતમાં રમતો કરી દીધો. એ પળે એની આંખમાં જે હર્ષ ઉભરાયો તે અનિર્વાચ્ય હતો.

જ્યારે જ્યારે કોઈ આવું આવી ચડતું ત્યારે અમારા મંડળને એક જ રમત સુઝતી–રાજારાણીની. કોઈ સહિયર રાજા થાય ત્યાર કરતાં આવે પ્રસંગે, જે રાણીપદું ભોગવે તેને, ખૂબ જ લહર પડતીઃ અને પરીણામે સહિયરોમાં પારાવાર ચડસાચડસી થતી.

કેટલાય કાળથી હું કોઈની રાણી થઈ નહોતી એટલે આજ તો હું જ રાણી બની બેઠી અને બાકીનીને પ્રધાન, સીપાઈ, હવાલદારના હોદ્દા વહેંચી માર્યા. પેલો ભિખારી તો રાજ્ય કરવા જ આવ્યો હતો ને ?

રાજ્યની ઉપજ વિષે અમે ગંભીર મસલત કરતાં હઈશું ત્યારે સામેથી કોઈ જબરૂં લશ્કર આવી ચડ્યું. તેમનું ખડખડાટ હસવું તોપના ગડગડાટ જેટલું ભયંકર હતું. સીપાઈ સંતાઈ ગયો, પ્રધાન દોડી ગયો, હવાલદાર બેભાન બન્યો ને રાજા શત્રુને શરણે જઈ હળીમળી ગયો. અકબર સામે પ્રતાપ જેવી હું એકલી ટેકીલી રહી !

એ રાતે મને સમાચાર મળ્યા. પેલો અજાણ્યો તો એ જ સવારે પરદેશથી આવ્યો હતોઃ ને જે લશ્કરે અમારી કચેરીને બરખાસ્ત કરાવી હતી તે તેનાં સગાં-સંબંધીનું તેની શોધમાં નીકળેલું સરઘસ હતું. પણ પેલા ગડગડાટનું કારણ અદ્ભુત નીકળ્યું. એ તવંગરની હું ક્યારેક મિલ્કત થનાર હતી.

જીવનનાં જળ એમ વહ્યાં કરવાનાં. અમારી કુદરતની પિછાન જેમ જ આપણી અંતરની ઓળખાણ સામે સૌ ઈર્ષ્યાનું અટ્ટહાસ્ય જ ફેંકવાનાં.

[ લોહીતરશ્યા ઝીપાવતો હંસલ, કાગળ આરપાર બને તો કંઇક ઉકેલવાની માથાફોડ કરતો જણાય છે. દાંત નીચે ચવાતા હોઠમાંથી ઝેરી ખુન્નસ હાસ્ય-વાટે સરતું હોય છે. ]

જ (બરફની ગરમીઠંડીથી) પત્ર આબેહૂબ છે! કોનો છે?

હું (હોંશથી) કોનો શું?–મારો પોતાનો.

જ લખનાર કોણ છે?

હું એમ રોકડું પૂછતાં નહોતું આવડતું તે છળ વાપરવા ગઈ?

[જયલક્ષ્મીના ચહેરાપર શાહી ઢળે છે.]

હું (મનમાં) રોતલ! (પત્ર આપી, પ્રકાશ) તું તારી આંખે ઉકેલ કે કંકોત્રી કોની છે?

જ (આખા પત્રમાં આંખોને મુસાફરી કરાવી, સહી વાંચતી) લિ: ક્યાં નથી ઓળખતા? (મનમાં) હત્ત તારી! (પ્રકાશ) લ્યો.

[હંસલ પત્ર લે છે. ને ઉત્સાહથી ઘડ વાળ્યા પછી, હૃદયપરના ખીસ્સામાં નાંખી, બહારથી દાબ્યા કરે છે.

જયલક્ષ્મી રૂંવે રૂંવે બળી મરે છે.]

હું (સોગટી મારતો) જાણ્યું?

જ (વદન સંતાડતી) જાણ્યું.

હું કશી ખોડખાંપણ જડી?

જ હા; મારામાંથી.

હું (નિર્દય આશ્ચર્યથી) તારામાંથી? ઓહ્ હો! શી જડી?

જ (ઉભરો રોકી) તમારી તહેનાતમાં આવા પત્ર ને આવાં પત્રનાં લખનારાં હાજર હોય પછી હું કે મારો કાગળ શી વિસાતમાં છીએ?

[હંસલના મગજમાં અણનમ પવન ફૂંકાય છે.]

હં (ઘડિયાળ જોઇ, એકદમ ઉભાં થઇ તત્પરતા બતાવતો) ચાલ; જઇ આવીએ.

જ હું ન આવું તો ?

હં (મનમાં) જાણે જગતનો વિકાસ થંભી જશે ! (પ્રકાશ) કેટલી હદઅહારની ઇર્ષ્યા ? જેનું જીવન છિન્નભિન્ન કરી મૂકયું એનો જન્મદિ પણ સુધારી શકતી નથી !

[જયલક્ષ્મી પોતાના મૌનભંગ માટે પસ્તાય છે.]

હં (ધાંધલ કરતો) બોલ; આવ છ કે ?

[અંદર પારણામાંથી કિરીટનું રડવું સંભળાય છે.]

જ (સફાળી ઉભી થતી) જાગ્યો ! (ધીરેકથી) કયારનો સૂતો હતો !

[જયલક્ષ્મી અંદર જવા જાય છે.]

હં નવાઇનો જાગ્યો હશે !

જ (બીતી, આગળ ડગલું ભરતી) ભૂખ્યો થયો હશે.

હં (જતો રહેતો) ઓકે એટલું ઠાંસજે !

જ (સ્થિર થઇ હાથ લંબાવતી) કયારે–કયારે આવશો ?

હં (ક્રૂર તુમાખીથી) અવાશે ત્યારે.

[હંસલ જાય છે. જયલક્ષ્મી, મોટર કમ્પાઉન્ડ બહાર નીકળે ત્યાં લગી રજ જેટલું હલતી નથી. પછી તુરતોતરત અંદર દોડે છે.]

સ્થળઃ અગાસી

સમયઃ રાત, મે ૧૫, ૧૯૨૭

[ ચૌદશની સંગેમરમર ચાંદની અજબ ખીલી છે દુનિયા મનાય છે એટલી મતલબી નથી થઇ એનો જાણે કે આ પ્રત્યક્ષ પૂરાવો છે.

સાફાને બગલમાં સમાવી હંસલ પગથારપર બેઠો બેઠો ઉંચે આકાશના તારલાનાં વધુઓછાં તેજ મનમાં સરખાવતો જણાય છે. બહુ વારે કલ્પનાભયથી કંપતો જતો, એ જાકીટ અંદર છૂપાવેલી તાજી પિસ્તોલ બહાર કાઢે છેઃ ને ફાટી આંખે એના ચળકાટથી અંજાય છે. ]

**હં** પૈસા એ જ જીવનનું સુખસાધન ને લક્ષ્યબિન્દુ હોત તો અમને આવડત એટલું અમે છકી જાત. ( ઉંડા વિચારને અંતે ) પણ નથી.

[ ઉભો થાય છે. થોડું ફરે છે. સાફાને ખૂણામાં ફેંકે છે. કોટ–જાકીટ ઉતારી, બીજી દિશામાં ઉશેટે છે. ]

હં (વીખરાએલા વાળને વધુ વીખેરતો) અર્થહીન જીવન કરતાં મનોહર મૃત્યુ શું ખોટું? વન ન મળી! જગમાં મળવા જેવું શું છે?

[ ઘુંટણભર બેસી પિસ્તોલ કપાળ વચ્ચે ગોઠવે છે. ]

હં આ પણ સમાધિનું સુધરેલું સ્વરૂપ છે! (ઘોડાપર અંગુઠો ગોઠવી) પળ–એ પળ–ને ઈન્સાફ!

[ કોયલ ટહુકે છે. ]

હં (એ દિશામાં) ફિટકાર!

[ કોયલને ઉડી જતી જૂએ છે. ]

હં (પિસ્તોલ પગપર રાખી, ચન્દ્રને પૂછતો) વાંક બુદ્ધિનો કે હૃદયનો?

[ પિસ્તોલને હૃદય સામે તાકે છે. ]

હં કરૂણ જીવન ને કરૂણ મૃત્યુ!

[ શિકારી કોટ, રૂંછડાં ટોપી ને ચપોચપ બ્રીચીસમાં એક જુવાન અમલદાર આવી ચડે છે. એક તરાપ સાથે પિસ્તોલ કબજે કરે છે. ]

હં (મનમાં) કઠણાઇ! (પ્રકાશ) નાપાક! પરાયા ઘરમાં ઘુસી આવવાનું તને કઇ સરકારે શીખવ્યું?

અ (હંસલ સામું જોવાની પરવા ન કરી.) મારી મુન્સફી!

[ હંસલમાં હૃદયકમ્પ થાય છે. ]

અ મને નાહાન કહેનાર તું કેવો છું; એ માપવાનાં પક્ષાં તારા પાસ છે ખરાં ?

હું ( નિરાધાર ઉદ્ધતાઇથી ) કહે; કેવો છું ?

અ હરામીનો હરામખોર !

હું ગમે તેવો પણ એ હું છું ને ?

[ અમલદાર આડું'અવળું જૂએ છે. ]

અ કલાના બાજ ! આમ જ તેં તારી અક્ષરજાળમાં અનેક જીવોને ચગદી નાંખ્યા છે !

હું એ જાણવાની ફૂરસદ ને અક્કલ તારી અમલદારીમાં ક્યાંથી આવી ?

અ તારી આંખે ચશ્મા એમાં દુનિયાને આંધળી માને છે ?

[ હંસલ અંતરમાં ભડભડ બળે છે. હૃદયને લેવાની ઉર્મિ થતાં એ ટ્રીકોલીન ખમીસ ને મલમલ પહેરણના ચીરાડા કરી, ત્યાં આંખ ઠારે છે. ગાલ ને ગળા વાટે થઇ ઉતરી આવતી અશ્રુધારની બે ત્રણ નીકો હૃદયપરથી સરી જાય છે. ]

હું (સ્વગત જેમ ) પસ્તાવાનાં આંસુ પાપનું નરક ધોતાં હશે!

[ અમલદારની આંખો ફમકમે છે. ]

અ ( ખભે હાથ મૂકી ) થાકી ગયો ? પ્રભુની–પ્રભુ હશે તો–સખ્તમાં સખ્ત સજા તારે માટે સરજાઇ ચૂકી છે ! ત્યારે બાકી શું કામ રાખે છે ?

[ હંસલ પ્રેમ ને પ્રશંસાથી અમલદારને ઓળખવાનો પ્રયાસ કરે છે. ]

અ ( હોઠ નીચે આંગળી ધરી ) ચન્દ્ર એના કલંકથી ઉજ્જવલ છે !

[ હંસલ શોધમાં ગુલતાન છે. ]

અ ( આંગળી આઘી કરી ) એમ આ હોઠ એના તલથી અલૌકિક છે !

હં ( પ્રયત્ન પડતો મૂકી, આંખોને પાસોપાસ લાવી, અધર-અધરનું અદ્ધર ચુંબન ભરી ) તું–તું–

[ વનવેલી કપાળઢાંકતી ટોપીને બાજુમાં મૂકે છે. ]

વ હા; હું–હું–હું જ !

[ હંસલ ઉપાધિનું ભાન ભૂલી જાય છે. ]

હં ( મર્યાદિત અંતર રાખતો ) તું હતી ક્યાં ? પિયર નહોતી ! સાસરે તાળું હતું !

વ ( સાવધાન થતી ) ધીરજ ધર.

[ વનવેલીનો સાદ બેસી જાય છે. ]

હં તારા કંઠની મીઠાશ ક્યાં ગઇ ?

વ બધું કહીશ. આજ તો વરસ જેવડી વીતી છે !

[ હંસલ સંયમ કેળવે છે. ]

વ ( ટોપી સાથ રમતી ) પત્ર ને પેન મળ્યાં ત્યારે મન ઉછાળા મારતું હતું. એમાંથી તરંગ ઉઠયા. પછી અમારે યુદ્ધ થયું.

હં હેં ?–શું ?–ફરી કહે તો ?

વ ફરી કોઇ વાર ફરીથી કહીશ.

[ હંસલ એટલું મનને મનાવી લે છે. ]

વ પછી હું આખરી સલામ ભરી નીકળી પડી. ચન્દાને

મળી. રાત લગી રહી. પહેલાં એ આપણું જાણુતી હતી, તે મેં જાણ્યું. પછી જે નહોતી જાણુતી, એ પૂરૂં જણાવ્યું.

હં (વિસ્મય વીતતાં) ભૂલ કરી.

વ ભલે કરી. ઉપાય નહોતો. આ પોશાક એનો છે. ગરીબડીની જે વલે થાય એ ખરી!

[હંસલને આ આત્મભોગ અનૂપ લાગે છે. જોઈતા શબ્દ ન લાધતાં એ મૌન સેવે છે.]

વ હંસલ, આટલા પ્રસ્તાવ પછી મારે આપની મર્દાનગી માપવાની છે. અનેક વેળા તમે ઉચ્ચાર્યું છે કે કોટિ ઉપાયે પણ આપણાથી સાથે જીવાય તો સારૂં. સૌને ઠોકર ચડાવી હું તમારે આશરે આવી છું. આદરસત્કાર કેવોક કરશો?

[હંસલની સાન ઉઘડે છે.]

વ જીવસટોસટની બાજી વખતે તત્વજ્ઞાનના વમળમાં ગુંચવાયા કે શું? (બખાળા કાઢતી) કે કવિતાની કલ્પના સ્ફૂરવા માંડી છે?

હં (જીદ જેમ) જયલક્ષ્મીનું શું?

વ (ક્રોધાવેશમાં) અગાઉ એ વિષે સ્વપ્નું સરખું નહોતું આવ્યું?

[હંસલને પોતાનું કમજોર સાલે છે.]

વ વળી સુભદ્ર કરતાં જયની હાલત વધુ દયાજનક કદી નહિં થાય!

[હંસલની રગરગમાં પ્રબળ ઉશ્કેરાટ પ્રસરે છે.]

હં કબુલ છે! જીવનની ભાવિ સફર તારી હૈયાહોડીમાં તરીશ.

વ ને જયલક્ષ્મીનું શું ?

[ હંસલ ગોથું ખાય છે. ]

વ તમે મને એમ પૂછો ત્યારે એ સ્વાર્થ કહેવાય: હું તમને પૂછું ત્યારે એ સમભાવ કહેવાય.

[ હંસલ પ્રશ્નની યથાર્થતા મનમાં સ્વીકારે છે. પણ ઉત્તર અગમ્ય રહે છે. ]

વ હંસલ, તમારામાં પેસેલી થોડીક ગેરસમજ દૂર કરૂં તો મને દરગુજર કરશો. આપણો સ્નેહસંબંધ વાસનાના કોઈ કીડા માફક નથી જન્મ્યો—કે નથી ઉછર્યો.

હં સાચું કહ્યું.

વ એટલે પતિ તરિકેના તમારા સઘળા હક્ક જયલક્ષ્મી ખાતે સાચવી રાખી, તમે મારા મિત્ર થઈ શકશો.

[ હંસલના હૈયામાં ભરતી આવે છે. ]

હં દિલમાં દફનાવેલી એક માન્યતા ખોદી કાઢું છું તો ધ્યાન દઈ સાંભળો. નિઃશંક ચોકસાઈથી હું માનું છું—કારણ જાણનારો જાણે—કે જયલક્ષ્મી મારી શારીરિક સ્ત્રી છે ને વનવેલી મારી માનસિક મિત્ર છે !

વ હઅ; આસ્તે !

[ જરા અજુગતાં વેણ નીકળ્યાની શંકા જાગતાં, સ્વાસ્થ્ય પામવાના હેતુસર હંસલ મનમાં ગાયત્રી-મંત્ર ભણી જાય છે.]

વ (રંગ રેડતી ) હંસલ, જગબત્રીસી કરડી ખાશે તો ?

હં ( વધુ પડતો અસ્વસ્થ થઈ ) સ્થળ ને સમયથી સુરક્ષિત

રહીશું તો કોણ વાળ વાંકો કરે એમ છે ?

[ વનવેલી રાહત પામે છે. ]

હં દિલદરિયાવ વન, આ સમજવા જેવું છે. પાપ આચરવામાં નથીઃ પકડવામાં છે. ચોર ચોરીમાં ફાવે ત્યારે મજા મ્હાણે છેઃ ( મુઠ્ઠી બીડતો ) પકડાય તો જ સજા ચાખે છે !

[ વનવેલીનું મન ચળે છે. ]

વ ( હંસલની હથેલીમાં તાળીઓ ટીપતી ) અને આપણાં છાનગપતિયાં છાનાં જ રહેશે ?

હં ( છાતી પહોળી કરી ) એ ખટપટ મને સોંપ. પૈસા શું નહિં કરે ?

[ વનવેલી વશીકરણમાં સપડાતી જાય છે. ]

વ ( હંસલના છૂટા પણ લીસા વાળમાં આંગળાં પરોવતી ) બીજું બધું તો ઠીક. બાકી નશીબના બળિયા લાગો છો !

હં પ્રારબ્ધ વિના આપની પધરામણી થઇ હશે !

વ ( ન સાભળ્યું કરી, વાળ ઉંચા રાખતી ) અહિં એટલા ઝીણા ને આછા વાળ છે કે ભવિષ્યમાં તાલ પડવા સંભવ છે !

હં ( વનવેલીના ગાલે ફુંકથી પવન નાંખ્યા પછી ) તમે ક્યારની પાડી નાંખી છે ! બાકી ક્યાં...

[ વનવેલી જોરથી હંસલના પ્રફુલ્લ ગાલ દાબી એને બોલતો બંધ કરે છે. ]

હં ( તરછોડી ) માત્ર મોં શું કામ ? ( વનવેલીના ખોળામાં માથું નમાવી, ઉચ્ચકતો ) સારૂં શીર તમારા ચરણશરણમાં

છે. એને પંપાળવું કે પછાડવું; એ તમારી મનમોજ છે.
ચ સ્નેહલ હંસલ, મારી મોજ તો એને હેતલાડથી જીંદગીભર પંપાળવાની છે.
હું (ચમત્કાર અનુભવતો હોય એમ) શું સાચોસાચ?

[ પરસ્પર મુંગા કોલની લે–દે થાય છે.
પપૈયો પિયુ પુકારે છે. ]

ચ જોયું? આમાં સચરાચરના આશીર્વાદ છે.

[ શાવણહથ્થાની ધૂન મચાવતો કોઇ મસ્ત ફકીર નીચે બુલંદ અવાજે ગાતો નીકળે છે. ]

હું સાંભળ. મારો સિતાર મને વાંઝિયો લાગે છે!

[ એકમેકને આશરે બન્ને બેસે છે. ]

ફ કયાં ઢૂંઢે તું ખુદાઈ?
મુસાફીર!
કયાં ઢૂંઢે તું ખુદાઇ?
અટપટિયો સંસાર બધો આ,
પંથ વિકટ છે ભાઇ;
રાત અંધારી ઘોર જામી જ્યાં
ના સુઝવાનું કાંઇ: મુસાફીર!
માયા, મોહ, અસૂયા, ઇર્ષ્યા
જગની જૂઠી સગાઈ;
ભક્તિતણી તું કફની ઓઢી,
હરિ વિણ છોડ પરાઈ: મુસાફીર!

જીવનભર તુજ આતમ ઉપર
　　　સ્વારથ નીંદ છવાઈ;
જાગ, થયું પરભાત અનુપમ,
　　　પૂર્વ બજે શરણાઈઃ મુસાફીર!
ક્યાં ઢૂંઢે તું ખુદાઈ?
　　　મુસાફીર!
　　　ક્યાં ઢૂંઢે તું ખુદાઈ?

[ ગાન ધીરૂં થતું બંધ પડે છે.

હંસલના મનમાં એના અર્થથી ઉથલપાથલ થવા લાગે છે.

વનવેલી હૃદયમાં આલાપથી મુગ્ધ બની હોય છે. ]

વ　વાહ વાહ! ઉસ્તાદ ગવૈયો!

હં　ને અફલાતુન ગાન! ( દૂર ખસી ) વન, મારી પોલાદી છાતીને ય એણે સોંસરવી વીંધી છે! આપણા આચરણ સામે એમાંથી હું પ્રભુનો પયગામ—એનો પડકાર સાંભળું છું!

વ　( ખભા ઉછાળી ) આપનું હૃદય પાણીનું હશે!

હં　એટલે?

વ　નીકર આમ ન લળી પડે. ( સત્તાનો હાથ લંબાવી ) એ બીખમગુનો ઉદ્દેશ તમને વૈકુંઠનો પંથ ચીંધવાનો હશે! કેમ; એમજ ને?

હં　( કપાળને સહેજ વાર બે આંગળાં વચ્ચે દાબી, પછી )

બીજું શું ?

વ (સરોષ) બીજું બધ્ધું: (ડોકું ધુણાવી) પણ એ નહિ. (એક નાણુંસીક્કો આપતી) ફેંકો; ને ખાત્રિ કરો કે એ કોનું પેટ પૂરવા ભાંજગડ કરે છે ?

[હંસલ ઉભો થાય છે. પોતાના કોટમાંથી સીક્કો કાઢી, પાળ પાસે જઇ, ધ્યાન પૂર્વક ફેંકે છે ]

હું (પાછો ફરી) વિતરાગી સમો એ અલ્લાહને આશરે ઢળ્યો છે !

ફ઼ સલામત, બાબા !

વ (ફકીરના અવાજ કોર હંસલનું ધ્યાન દોરતી) સાંભળ્યું ને ? તમારા જેવા કાફરની, એ પયગંબર સલામતી ચાહે છે !

[હંસલ સાનભાન ભૂલે છે. મનમાં કોઇ મહા વ્યથા એને પીડી રહી છે. એને વિસરવાના સુલભ ઉપાય તરિકે, વનવેલીના ખોળામાં મૂકી એ સુવે છે. વનવેલી આ છૂટ નિભાવે છે. પણ હંસલને જ કંઇક અકળામણ થતાં પોતે તુરત બેઠો થઇ જાય છે. ]

હું એક જ વન, તો તું કહે એ મારે સાચું–સોના જેટલું સાચું. તું મને પજવ મા. તારો તો ગુલામ છું.

વ (મીઠી જીભે) કારણ ?

હું કારણ તું મારી ગુલામ છું.

[વનવેલીને આંચકો આવે છે. ]

હું ન હો તો બનાવવાનો છું. બેઉનાં અંતર એક દરજ્જાનાં રહેશે–જૂદારો નહિં વેઠાય.

[ વનવેલીને પોતાની જાદુઈ જેવી અસરનું ભારે અભિમાન થાય છે. સાથે બાજી બગડે નહિં એની સાવધાનીથી પણ એ અજાણ નથી. ]

હું મારી જીવનદાતા,...

વ ( આશ્ચર્યના આનંદથી ) અને એ હું ?

હું તું જ તું. ( બેઉની વચમાં પડેલી પિસ્તોલ ઉચકી ) આને કિરીટકુંવરનું રમકડું માનતી હતી ?

[ હંસલ બાનજવાબદાર હાસ્ય ભોગવી લે છે. ]

વ ( આંખોમાંથી અમી રેડતી ) મને એમ કે મોટા ઘરનાં મોટાં કોડ !

[ હંસલને વનવેલીની ટકોર પરવડતી નથી. ]

હુ ( સ્વસ્થ થઇ ) વેલી, જીવનમરણની ઝપાઝપી જામી હોય ત્યાં રંગમંડપનાં વર્તન શોભે ખરાં ?

[ વનવેલી રૂસણું લે છે. ]

હું મારી રીસામણી, તું આમ લજાઇ મરે—લજાવી મારે...

વ ( ખભા ધ્રુજવી, કાન ઢાંકતી ) ન બોલશો.

હું ( ડાબા હાથથી વનવેલીના બરાડાને સર કરી ) બોલીશ નહિં તો બતાવીશ.

[ હંસલ પિસ્તોલનો બાર કરે છે. ઘાયલ પપૈયાની પાંખોનો નિર્બળ ફફડાટ વનવેલીનું હૃદય વલોવી નાંખે છે. ]

વ ( જમણી હથેલીમાં આંખો દાબી ) ક્રૂર ! હૃદયહીન !

હું ( ગર્વથી છાતી ઠોકી ) એવી ક્રૂરતા આ હૃદયપર

અજમાવાની ઉદારતા...

વ (ડોળા ફાડી) નથી સાંભળવું. કઠોર કારણોના તું ઢગલા સાચવે છે!

હં અને એ એકેએક કારણ પાછળ લાગણીની કોમળતા વસી હોય છે. પપૈયાનું ખૂન આવશ્યક હતું. (વનવેલીના ગળા આસપાસ પોતાના હાથની માળા આરોપી) આપણા નાચરંગ એ શેનો જૂએ?

જ (અંદરથી અહિં ઉછળી આવી, માળા વીખેરી નાંખતી) મારા હંસલ, ઘડી પહેલાં એક વિકાળ ભડાકાથી હું ઝબકી, જાગી ગઇ!

[ચપળતાથી આશ્રી હટી વનવેલી ટોપી ઓઢી લે છે.]

હં સ્વપ્નું હશે!

જ (આમતેમ ટગર ટગર જોતી) તમે કયારના આવ્યા છો?) હંસલનાં કપડાંને એકઠાં ઉપાડી છાતી સરસાં રાખી, મનમાં) આમ કેમ? (વનવેલીને જોઇ) આ ભાઇ કોણ છે?

વ (ગળું ખુંખારી) હું શત્રુ છું.

હં (ઉભો થઇ અક્કડ અદબ વાળી, મનમાં) આવાં શત્રુ સૌને હજો!

વ ને તાબે કરવા આવ્યો છું.

હં (ક્રોધની કકડતી તરાપ મારતો) કોની શત્રુ?

[વનવેલી રોમાંચ અનુભવે છે. જયલક્ષ્મી કંપે છે.]

હં (વનવેલીની ટોપી ઉચકી, કોટમાંથી સેર બહાર સરકાવી) લક્ષ્મી, જોઇ કે ? કેવી ડંસીલી નાગણ છે ?

[ વનવેલી જયલક્ષ્મી સામી ફેણ માંડે છે. ]

જ (વનવેલીને વળગી) વ...વ...વ...ન...

[ ધાયસની ટીરમીન ફુલ અંગુઠામાં ભરાતાં જયલક્ષ્મી લથડે છે. વનવેલી એને ઝીલી લે છે. અધાર્યો અંતરપટ ઉચકાય છે. આશ્વાસન દેતા પતિ પાસે દુર્ભાગ્ય રડતી પત્નીનું સજીવ ચિત્ર હંસલ સામે ભજવાતું હોય છે. એકી ટશે એમાંથી એ હાસ્ય, શૃંગાર ને કરૂણાના રસભાવ વારાફરતી અનુભવ્યે જાય છે. ]

જ બહેન, તમે ?–અત્યારે ?

હં (આડો ઘા ઝીલતો) કેમ ન હોય ? જેમ તું છું તેમ એ છે. જેવી તું છું......

વ (માથું મારી) બાપુ, જયલક્ષ્મી, હું તો લલાટની ખેંચી અહિં ધસડાઇ આવી છું. મને આશરો આપશો ને ?

હં (બન્નેને અળગાં પાડી, વનવેલીનો હાથ પકડી રાખી) હું પોત્તે પ્રાણ પાથરીશ.

જ (હંસલનો છૂટો હાથ પકડી) આપણ બન્ને પાથરીશું.

[ પળ બે પળ મૌનનું સામ્રાજ્ય ચાલે છે. એના પ્રભાવમાં સૌનાં ભારે હૈયાં થોડાં થોડાં હળવાં થાય

છે. પોતપોતાના ઊંડા વહેમોના મન્થનમાંથી પરસ્પર વિશ્વાસનું નવનીત તરી આવવા માંડે છે. ]

જ વનબા, તમે લલાટની શી ફરિયાદ કરી ?–રૂઠયું છે કે શું ?

વ શી વાત કરૂં ? ઘરેથી પિયર જવાની લત લઇને નીકળી. ગઈ તો ભાભીએ મેણાં માર્યાં ! ધરતીએ મારગ ન આપ્યો એટલે આખર અહિં આવી !

જ ભલે પધાર્યાં. રહેશો ત્યાં લગી, ઉરને ઉમળકે મહેમાનદારી કરીશું.

હં ( રાતા લોઢા જેવા તપી ) ઉંમરે ચાલ્યા આવના અતિથિને એમ પૂછવાનું હોય કે કયારે પાછા જશો ? આખી જીંદગીભર પડી રહે તોય વધુ આગ્રહ ન કરીએ ?

[ જયલક્ષ્મી ચૂપચાપ બને છે. પોતે કેમ વર્તે તો હંસલ ચૂપ રહે; એ નકકી કરવાની શકિત કે યુકિત એનામાં રહી નથી. ]

વ ( વ્હાલ વર્ષાવતી ) લક્ષ્મીભાભી, ધારો કે હું કાયમ ખાતે અહિં ધામા નાંખું. તો...?

જ ( ઉસ્તાદીથી ) તો ભાઇનું ઘર છે.

[ હંસલને કારી ઘા લાગે છે. ]

વ જો, જો: હોં. વટની મારી હું બધું કરૂં એવી છું !

હં ( સખ્ત બળતરા સાથે ) એમાં એને શું કહો છો ? ઘરનો ધણીરણી હું છું.

જ હા, બહેન.

હં (કાપી નાંખી) મુંગાં મરો. મારામાં એમને ભરચક વિશ્વાસ છે.

વ સૌને સૌને વિશ્વાસ છે.

હં (ચાબુકના ફટકા માફક) ગળાં રૂંધાઇ રહે એટલો. વનવેલી, એવા જીભના વ્યવહારની મને પરવા નથી. જે કરવું છે-જાણી જોઇને કરવું છે એનો વળી ઢાંકપીછોડો શો? જય, તારી સઘળી બીક, ઇર્ષ્યા, શંકા હવે સાબિત થશે!

જ (ઓછું આવતાં, આવેશમાં) મારે મારો કિરીટ એકે લાખ જેવો છે. ભલો એ ને ભલી હું.

વ (જયનો ખભો હલાવી) ભલી ભાભી, નવાં તૂત ઉભાં ન કરશો. (હંસલ તરફ વળી) ભલાભાઇ, ઉષા ઉગતાં હું ચાલી જઇશ.

હં (ગગનમાં ગાજતો) હું કહું છું કે એ નહિ બને.

વ (આત્મશ્રદ્ધાપૂર્વક) ઉષા ઉગશે તો-તો જરૂર બનશે.

જ ના; બહેન, ના.

વ તમે બન્ને અવિચારી છો. (અટકતી જતી) જુવાન છોકરી-ન પિયર રહે-ન સાસરે જાય...

હં (પથરો ફેંક્યા જેમ) તમે ડરો છો કોનાથી?

વ (અભિમાનની કમાન છટકતાં) ડરાવનાર છે કોણ? સુભદ્ર જન્મથી ડરપોક છેઃ માબાપ...

[ આંખો ખંખેરતી હોય તેમ માથું ધુણાવે છે. ]

હું (થનગન થતો) બોલો. (તરંગોથી અસ્વસ્થ બની) બોલ.

વ સદ્ભાગ્યે મરી પરવાર્યા છે.

જ (ચકિત થઇ) ભાગ્ય એમનું કે જગની જંજાળમાંથી છૂટયાં: બાકી એમના વિના તમારી શી સ્થિતિ ?

વ (આડો હાથ ધરતી) રહેવા જ દેજો. એમની એટલી મહત્તા હું સ્વીકારતી નથી. માતપિતા પૂજ્ય જ હોય એ સિદ્ધાંતમાં અંધશ્રદ્ધાથી ઉપજતી નબળાઈ સિવાય કશું નથી. તિર્થરૂપ હોય તો શિરછત્ર તરિકે સન્માનવા એ ઠીક છે: પણ કેટલાંક તો પગ નીચે છૂંદવાને લાયક હોય છે !

જ (રોકતી જતી) શું બોલો છો ? જેણે જન્મ દીધો...

વ (આકળા અવાજે) એને તમે ઉપકાર માનો છો ? આપણે ક્યારે એમને અરજી કરી હતી કે આપણને અવતાર આપે ?

જ પણ પાળીપોષી ઉછેર્યાં ...

વ એ સુદ્ધાં એમના વાંકે. એમનાં અપલક્ષણ ને અનાચર અંગે આપણે અકસ્માત જન્મી પડયાં! એટલી શિક્ષા ઓછી છે કે પછી પણ તાબેદારી ઉઠાવ્યા કરવી ? (જરા શાન્ત થઇ) જવા દો.

[જયલક્ષ્મીના મનમાં ગડમથલ મચી રહે છે.]

હું (રખડયા કરતો) હા; જવા દો. (બન્નેની પાસે આવી) કંકાસને દાટી દો. ચાલો; આજ મ્હાણી લો: કાલ

કેવીયે હશે!

[ વનવેલી ને જયલક્ષ્મીના દિલમાં ભયાનક કલ્પનાઓ જાગે છે. ]

હું ગોપાલ! ગોપાલ!!

[ વનવેલી ને જયલક્ષ્મી સામસામું તાકે છે. હંસલના વર્તનનો હેતુ સામાની આંખમાંથી ઉકેલવાનો બેઉ નિષ્ફળ પ્રયાસ કરે છે.

પાછળ હથેલીમાં હથેલી રાખી, આછી સીસોટી વગાડતો હંસલ એકથી બીજે ખૂણે આંટા મારે છે.

ગોપાલ આવે છે. ]

હું ( હુકમની ટોચપરથી ) જા; નીચે જા. બહાર કોઈ ગાનાર સૂતો હશે. એને અહિં મોકલ.

[ આટલી વારમાં ગોપાલ આખું વાતાવરણ સમજી લેવા ફાંફાં મારે છે. ]

હુ ગોપાલ! જા; જલ્દી કર.

[ ગોપાલ જાય છે. ]

હું વનવેલી, જયલક્ષ્મી, ભોગવ્યું એટલે આપણું.

[ મેઘની મસ્તીમાં વીજળીની ગાજવીજ ઉમેરાઇ હોય તેવો ગભરાટ ને ઉકળાટ વનવેલી ને જયલક્ષ્મીમાં અથડાઇ રહ્યો છે.

હંસલમાં પર્વતની અડગતા છે. ]

હું ( ધૂનમાં ડોલતો ) મુસાફરી...ર કયાં ઢૂંઢે તું ખુદાઇ ?

[ કોઇ ફાટલતૂટલ દુઃખિયો, આવતા વેંત, લોથ થઇને પડે છે. જયલક્ષ્મી ભયથી થથરે છે, વનવેલી સાવચેતીથી અદબ ભીડે છે, હંસલ દગાખોરીના પાસા ગોઠવે છે. ]

હું પાગલ, તને ગાતાં આવડે છે ?–તું ગાતો હતો ?

સુ ના. હું સુભદ્ર. પ્રભુએ મને રડતાં શીખવ્યું છે !

હું ( દયાહીન નરમાશથી ) અમે જાણીએ છીએ. અત્યારે ક્યાંથી ચડી આવ્યા ?

સુ ( હંસલના પગ પકડી ) બાપુ મારી વન ક્યાંક ચાલી ગઇ !

હું ( તુચ્છકારથી ) જાય ક્યાં ?

સુ ( એક હાથ છાતીપર મૂકતો ) સાહેબ, સાચું કહું છું.

હું ક્યાં જાય ? શું કામ જાય ?

સુ ( એક ઘુંટડો ઉતારી ) અહિં પણ નથી ?

વ ( આગળ આવતી ) નામર્દ ! હું આ રહી.

સુ ( શાન્તિ અનુભવતો ) છું ખરી ને ?

વ છું–જીવું છું. ( જયલક્ષ્મી તરફ આંગળી કરી ) આવી બ્હેનપણી ન હોત તો મારૂં શું થાત ?

સુ ( એથી બેફિકર રહી ) હંસલસાહેબ, મને એક વચન આપશો ? ( વિચારના વાવાઝોડા પછી ) મારી વનવેલીને અહિં રહેવા દેશો ?

હું ને તું ?

સુ ( ફાટલા ઝભ્ભામાંથી નાની શીશી કાઢી ) મારૂં નિર્વાણ આનાથી થશે !

હું ( શીશી ઝુંટવી લઇ ) મૂર્ખા ! મોત કાંઇ રસ્તામાં પડ્યું છે ?

સુ ( નિરાધાર તોય આકળા અવાજે ) પાતળા પીંખીને પણ મારે મેળવવાનું છે.

હં (સુભદ્રનો બરડો ટપટપાવી) શાન્ત થા. વનવેલીબહેન તમે અકળાશ ન જશો. જયલક્ષ્મી, (શીશી સોંપતો) તું આ એક કોર રાખ. સૌ સારાં વાનાં થશે.

[ વરસાદ પછીની ઉકળતી શાન્તિ પથરાય છે. કંઇ જુદા રસ, કંઇ જુદા રંગ દરેકના ચહેરાપર જતા-આવતા જણાય છે. ]

હં સુભદ્ર, મારૂં કહ્યું માનીશ ?

સુ જીવને સાટે માનીશ. મને આજ લગી નિભાવ્યો છે...

વ (આંખોની રગોમાં લોહી ચડી આવતાં) તે મારે માટે-મારા ખાતર.

હં (મક્કમતાથી) એવું કશું નથી. ભાઇ, વનવેલી તારી સાધ્વી સ્ત્રી છેઃ મારી ધર્મની બહેન છે.

જ (મનમાં) તમારે ધર્મ છે ખરો ?

હં તે ને તું બેઉ મારે ત્યાં રહો તો ? (ધીમે ધીમે) મારા પ્રાઇવેટ સેક્રેટરી તરિકે રહેવું ગમે ખરૂં ?

[ સુભદ્ર જીભપરનું પાણી ગળે ઉતારી જાય છે. જયલક્ષ્મીથી એ જોયું નથી જતું. ]

જ સુભદ્ર, છતી આંખે આંધળા થવું છે ?

[ જયલક્ષ્મી શીશી મોઢે માંડે છે. હંસલ તરાપ મારે છે. છટકતાં શીશી ફૂટી જાય છે. જયલક્ષ્મી બેભાન થતી પડે છે. હંસલ કૂદકો મારી અંદર દોડે છે. પિસ્તોલ નજરે પડતાં સુભદ્ર પોતાપર ઘોડો દાબે છે. ગોળી નથી છૂટતી. વનવેલી કૃત્રિમ

અટ્ટહાસ્ય કરે છે. હંસલ, દવા લાવી, જયલક્ષ્મીને પાય છે. સુભદ્ર સાંકળબાંધ્યા કૂતરા માફક નિઃસહાય પડી રહે છે. જયલક્ષ્મી શુદ્ધિમાં આ જણાય છે. ]

હું (વચમાં બેસી) વન, જગત જાણ્યું કે ?

વ (પાસે પહોંચી) જોયા જેવું જાણ્યું !

હું (અનન્ય ધીરપથી) આપણે જે કંઇ કરી ભોગવ્યું એ સ્મૃતિ રૂપે, જે કંઇ મનમાં મથ્યું એની તૃપ્તિ લેખે કંઇક...

વ (આઘી હટી) અડશો માં.

હું હજુ પણ ? આવો મોકો ક્યારે મળવાનો ?

વ (સંકોરાતી) અડાય એવી હું રહી નથી ! એ મહિના મહિનાની મહોંકાણ...

[ હતાશ હંસલ કપાળ કૂટે છે. ]

વ (સામર્થ્ય સાચવી) એમાં ઇશ્વરી સંકેત હશે !

[ અશાન્ત ને અસહ્ય મૌન ચાલ્યા કરે છે ]

હું વનવેલી...

[ કિરીટની બેધ્યાન ચીસ આવે છે. ]

વ હંસલ,...

[ ચીબરીની કારમી ચીચીઆરી સંભળાય છે. ]

હું મારાં,...

[ ચન્દ્રને પ્રચંડ વાદળ ઘેરી લે છે. ]

વ મારા,...

[ પ્રલયનો ભયંકર કાળ ફરી વળ્યો લાગે છે. ]